# રાષ્ટ્રવીર શિવરાજ





મૂલ્ય દસ આના

## 'સૌરાષ્ટ્ર'નાં પ્રકાશનો

- કુરબાનીની કથાઓ
- એશીઆનું કલંક
- ડોશીમાની વાતો
- રાણા પ્રતાપસિંહ
- સૌરાષ્ટ્રની રસધાર ( ૧ થી ૫ )
- રાજ મુગટ
- રાજારાણી
- બે બાલ નાટકો
- બુઝાતો દીપક ( ૧–૨ )
- કાંતના નાટકો
- રઢીઆળી રાત ( ૧–૨–૩ )
- દેશબંધુ
- ઝંડાધારી
- દાદાજીની વાતો
- શાહજહાં
- કંકાવટી
- સત્યવીર શ્રદ્ધાનંદ
- છત્રપતિ શિવાજી
- સોરઠી બહારવટીયા (૧–૨)
- હંગેરીનો તારણહાર
- ચુંદડી
- રાષ્ટ્રવિધાયકોનાં રેખાચિત્રો
- સોરઠી સંતો

**સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર**

રાણપુર

# રાષ્ટ્રવીર શિવરાજ

લેખક : કકલભાઇ કોઠારી



પ્રકાશક : અમૃતલાલ દલપતભાઇ શેઠ
સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર * રાણપુર * કાઠિયાવાડ

# દ્વિતીય આવૃત્તિ વેળા

ગયા વર્ષે સમસ્ત ભારતવર્ષે રાષ્ટ્રવીર શિવાજી મહારાજની ત્રણસોમી જન્મતિથિ ઉજવી : તે વેળા 'સૌરાષ્ટ્ર' ખાસ 'શિવાજી–અંક' કાઢ્યો અને શિવાજી મહારાજની જીવનકથા પ્રસિદ્ધ કરી. 'સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર' તરફથી પ્રસિદ્ધ થયેલી અન્ય જીવનકથાઓની જેમ આ જીવનકથાને પણ ગુજરાતે ભાવથી સત્કારી છે. એ કારણે જ આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ આવે છે.

પ્રથમ આવૃત્તિ જન્મોત્સવ પ્રસંગે પ્રસિદ્ધ કરવામાં આવેલી એટલે તેને લાલ શાહીમાં છાપવામાં આવેલી, તેમજ તેનાં રૂપરંગ એ મંગળ-પ્રસંગને ઉચિત યોજવામાં આવેલા. હવે બીજી આવૃત્તિ 'સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર'નાં અન્ય પુસ્તકોના કદની કાઢવામાં આવે છે. એ રીતે પ્રથમ આવૃત્તિ કરતાં પૃષ્ટ સંખ્યા સારી રીતે વધે છે, એટલે કાગળ અને છપાઇનું ખર્ચ સહેજે વધી જાય છે. છતાં મૂલ્ય વધારવામાં નથી આવતું, તેની નોંધ લેવા-વિનતિ છે.

અંતમાં, હું ઇચ્છું છું કે આવી જીવનકથાઓ જ આપણા જનસમુહમાં સાચી રાષ્ટ્રીય અસ્મિતા સિંચનારી હોઇ, તેનો વિશેષ ને વિશેષ વ્યાપક પ્રચાર થાય એ રાષ્ટ્રવિધાનનું મહત્ત્વનું અંગ છે એમ સર્વત્ર સમજાય અને આવી કથાઓ જનતાના નિત્ય વાંચનની વસ્તુ બને.

૧૫ ઓકટોબર '૨૮ — **પ્રકાશક**

શિવાજીમાં એવી અજબ આકર્ષણ–શક્તિ હતી કે જે માનવજાતના સાચા નેતાવરોમાં જ સંભવી શકે. એવી શક્તિ સિદ્ધાન્તહીન લૂંટારામાં કે સમજ વિહીન ઝનુનીમાં ન હોઇ શકે. દેશની તમામ પ્રકારની શક્તિઓને, દેશના તમામ પાણીદાર પુત્રોને એ પોતાના અદ્‌ભુત આકર્ષણ–બળથી પોતાની સાથે સદા રેશમી ગાંઠે બંધાયેલા જ રાખતો. એમાં ધર્મ કે જ્ઞાતિ, રંગ કે વર્ણનો ભેદ વચ્ચે ન આવી શકતો. શિવાજીની રાજસભાના બધા સભ્યો, મહારાષ્ટ્રની નાની મોટી તમામ કોમોમાંથી ચુંટવામાં આવેલા હતા. શિવાજીનો સ્પર્શ થતાં જ, તેના મેલામાં મેલા સેવકોના અંતરમાં પણ પ્રાયશ્ચિતનો પાવનકર હુતાશ સળગતો. શિવાજીના પ્રિય માવળો માત્ર લૂંટ-ફાટના હેતુથી જ શિવાજીની સાથે ન ભટકતા. શિવાજીની ઉમદા નેમ એમના સૌના દિલમાં કુરબાન થઇ જવાનો કોઇ અનેરો ઉત્સાહ પ્રગટાવતી. અને જ્યારે માવળો શિવાજીની દૂર દૂરની કૂચોમાં સાથ ન પૂરી શકતા, ત્યારે શિવાજીના ભગવા ઝુંડા નીચે મુસલમાન સૈનિકો પણ એવી જ કર્તવ્યનિષ્ઠાથી ખડા રહેતા. શિવાજીનું એવું આકર્ષણ હતું. એવો ભાગ્યાધિકાર તો જગતની વિરલ વિભૂતિઓને જ સાંપડે છે.

– ન્યાયમૂર્તિ રાનડે

# અનુક્રમ

શિવાજીની ઉંડી ધર્મપ્રીતિ તેનામાં સંપૂર્ણ આત્મવિસ્મરણ કરી નાખવાની પ્રેરણા પ્રગટાવી તેને પરમ સાધુ બનાવતી. ઇશ્વરી શક્તિ તેને અને તેનાં કાર્યોને શુભાશિષ આપી રહી છે એવા આત્મ–વિશ્વાસમાંથી જન્મતાં હિમ્મત અને સાહસ તેને અડગ રાષ્ટ્રયોદ્ધો સરજતાં. અસામાન્ય બુદ્ધિપ્રતિભા અને માણસોને સાંકળી રાખે અને વિજયની વાટે દોરી જાય એવું આકર્ષણ–બળ, સમયની જરૂરીયાતો પિછાની લેવાની પરમ સમર્થ દૃષ્ટિ અને ગમે તેવી વિપત્તિઓ પણ ન હંફાવી શકે એવું અડગ શ્રદ્ધાબળ, યુરોપના કે ભારતના ઇતિહાસમાં ભાગ્યે જ મળી શકે એવી સમયસૂચકતા અને કાર્યદક્ષતા, આજના રાષ્ટ્રવાદના યુગની યાદ આપે એવું જ્વલંત દેશાભિમાન અને દયાથી છલકાતી ન્યાયનિષ્ઠા : એ બધી સરવાણીઓમાંથી શિવાજીના જીવનમાં એવી માનવવિરલ શક્તિ જમા થઇ કે જેણે શિવાજીના અનુગામીઓને માટે જબ્બર મરાઠા સામ્રાજ્યનો વારસો તૈયાર કર્યો. એ માનવવિરલ લક્ષણોને બળે જ શિવાજી પુરૂષવર બન્યો અને ભારતના ઇતિહાસમાં તેની જન્મદાત્રી જાતિનું નામ ઉજ્જવળ અક્ષરોએ, કાળના ગમે તેવાં ધમસાણોથી યે ન ભૂંસી શકાય એવી રીતે, કોતરી ગયો.

—ન્યાયમૂર્તિ રાનડે

# શિવરાજની જીવનચર્યા : ૧૬૨૭–૧૬૮૦

**૧૬૨૭, મે-૩** : શિવનેરના કિલ્લામાં જન્મ.

**૧૬૩૬** : શિવરાજ માતા જીજાબાઇ સાથે શિવનેરથી પુના આવ્યા.

**૧૬૪૬** : માવળ સરદારોની સહાયથી તોરણાનો કિલ્લો મેળવી, સ્વરાજ્ય–સ્થાપના માંડી.

**૧૬૪૭** : ગુરૂદેવ કોંડદેવનું અવસાન થયું. શિવરાજે પુના જાગીરનો કારભાર સંભાળ્યો.

**૧૬૪૮** : શિવરાજના **અવિરત** આક્રમણોથી મુંઝાઇ વિજાપુર સરકારે પિતા શાહજીને કેદ કર્યા.

**૧૬૪૯** : શિવરાજે પોતાના બુદ્ધિકૌશલથી પિતા શાહજીની મુક્તિ મેળવી; આક્રમણ–નીતિ મોકુફ રાખી જીતેલા મુલકમાં વ્યવસ્થા સ્થાપવાનો આરંભ કર્યો.

**૧૬૫૫** : જાવલીનો કિલ્લો સર કરી ફરીવાર યુદ્ધનાં રણશીંગાં ફૂકયાં.

**૧૬૫૬** : શિવરાજે મોગલ પ્રદેશ ઉપર હુમલાઓ માંડયાં.

**૧ ૫૯** : વિજાપુરી સરદાર અફઝલખાનને તેનાં પોતાનાં શસ્ત્રોથી જ રાજકારણની શેતરંજના કુશળ ખેલાડી શિવરાજે પ્રતાપગઢ ઉપર ઠાર કર્યો.

**૧૬૬૩** : મોગલ સરદાર સાહિસ્તખાનને, તેની પુનાની છાવણી ઉપર અણધાર્યો હલ્લો લાવી, શિવરાજે સખ્ત શિકસ્ત આપી.

**૧૬૬૪** : સુરત શહેર ઉપર છાપો મારી, અઢળક દ્રવ્ય ઉઠાવી જઇ, મોગલ સમ્રાટ ઔરંગઝેબ પાસે તોબાહ તોબાહ પોકરાવી.

**૧૬૬૫** : મોગલ સુબા જયસિંહની અજબ યુદ્ધ–કુશળતા **અને સમૃદ્ધ** સૈન્ય–સામગ્રી જોઇ, શિવરાજને પુરન્દર મુકામે સુલેહ કરવી પડી.

**૧૬૬૬** : શિવરાજ ઔરંગઝેબની મુલાકાતે આગ્રામાં; પછી ઔરંગઝેબના કારાગારમાં; આખરે, યુક્તિથી કારાગાર તોડયું.

**૧૬૬૭** : [illegible] ઉપર દ્વિગુણિનું જોરથી આક્રમણ માંડે છે; ગુમાવેલા કિલ્લાઓ પાછા મેળવે છે.

**૧૬૭૦** : શિવરાજનો સુરત ઉપર બીજો સફળ હલ્લો, વરાડ અને બાલગાણ તરફ કૂચ; નવા કિલ્લાઓની જીત.

**૧૬૭૪** : 'સ્વરાજ્ય'નો વિસ્તાર ઠેઠ કર્ણાટક અને કાનડા સુધી વધારી, શિવરાજે 'છત્રપતિ' તરીકે પોતાનો રાજ્યાભિષેક કર્યો.

**૧૬૭૬-૭૭** : મોગલો અને વિજાપુરીઓ સાથે સંગ્રામ; કાનડા અને કર્ણાટક ઉપર ચડાઇ; ઠેઠ મદ્રાસમાં વિજયધ્વજનુ આરોપણ; માઇસોરના મુલકનો કબજો.

**૧૬૭૮** : મોગલ સરદાર દિલિરખાન સાથે લડાઇ યુવરાજ સંભાજી પન્હાળાના કિલ્લામાંથી નાસી દુશ્મનને મળે છે. અને પાછો આવે છે.

**૧૬૭૯** : જઝીયાવેરો ન નાંખવા શિવરાજ ઔરંગઝેબ ઉપર ઐતિહાસિક પત્ર લખે છે.

**૧૬૭૯** (આખર) : ખાનદેશ ઉપર છેલ્લો હલ્લો.

**૧૬૮૦** : શિવરાજની માંદગી : ૫મી એપ્રીલના મધ્યાન્હે જીવન દીપક બુઝાઇ ગયો.



અશ્વારૂઢ શિવરાજ

# પ્રેરણામૂર્તિ શિવરાજ

## §૧

**વિદેશી પ્રજાઓનાં** અને વિઘાતક બળોનાં વાવાઝોડાં સમાં ઘસારાભર્યાં આક્રમણો સામે વિપદગ્રસ્ત પ્રજાને વિરલ અડગતાપૂર્વક ઝુઝવાનું અને ઝુઝીને પોતાની પ્રજાકીય અસ્મિતા અખંડ જાળવી રાખવાનું શૂરાતન પ્રેરનારો રાષ્ટ્રીય વારસો કયો? પોતાના માતૃદેશના સ્વાતંત્ર્ય-યુદ્ધોમાં જીવન ન્યોછાવર કરી દેવાના પુણ્ય મનોરથથી શમશેર વીંઝનારા સ્વાતંત્ર્ય-વીરો : એ એવો અમૂલ્ય પ્રજાકીય વારસો છે કે જેમાંથી સદૈવ પ્રેરણાનાં અમૃત-પાન કરીને પ્રજાઓ પોતાના જીવનને પ્રતાપી, ગરવું અને દીર્ઘાયુ બનાવી શકે છે. સ્વાતંત્ર્ય-યુદ્ધો અને સ્વાતંત્ર્ય-વીરોનો આપણા ભારતવર્ષને યે, દુનિયાની બીજી કોઇ પ્રજાથી ન ઉતરે એવો વૈભવવન્ત વારસો છે. લિખિત ઈતિહાસમાં પ્રથમ પ્રજાઓ તરીકે સ્થાન પામેલી પ્રજાઓનાં પણ પારણાં હીંચોળનારા આ શ્વેતકેશ-અને છતાં યે સાદા નવયુવક-ભારતવર્ષને જુગજુનો સ્વાધીનતાનો વારસો છે; પણ છેલ્લા શતાબ્દિઓથી ભારતપુત્રોએ એની અવગણના માંડી છે, ભૂતકાળના પ્રેરણાભર્યા બોધપાઠોને વિસાર્યા છે, એટલે જ ઇસ્વીસન ૭૧૨ માં સિન્ધુદેશ વિદેશીઓએ જીતી લીધો ત્યારથી

માંડીને આજની વીસમી સદીના પ્રાતઃકાલ સુધી, ભારતવર્ષનો ઉત્તરોત્તર તેજોવધ જ થતો ચાલ્યો છે.

પણ આ શતાબ્દિના પ્રભાતનાં ચોઘડીયાં વાગવા માંડયાં, તે વેળાથી જાણે નિદ્રા–યુગ પૂરો થયો છે, જાણે મુર્છા ઉતરતી આવે છે, જાણે પ્રજા આંખો ઉઘાડીને પોતાની પુંજીનો કબજો લેવા ઇન્તેજાર બની છે. જેમ જેમ જાગ્રતિ વધતી જાય છે, તેમ તેમ પ્રજા પોતાના અસ્તિત્વને દૃઢ બનાવનારાં બળોની શોધમાં પડી છે, પોતાના વીર પૂર્વજોની સાચી ઓળખાણ પામવા અધીરી બની છે. એથી જ જેને અંગ્રેજ ઇતિહાસકારોએ આજસુધી 'ડુંગરનો ઉંદર' કહીને ગાળો દીધા કરી, જેની આસપાસ કિન્નાખોર જુઠ્ઠાણાં અને અપ્રમાણિક અપવચનોનો કાળો પડદો પાથરી દેવામાં તેમણે કર્તવ્ય માન્યું, જેને વિદેશી ઇતિહાસ–શોધકોએ પૂરા આધાર વિના, 'ખુની, લુંટારો, સ્વાર્થાંધ જાગીરદારનો છોકરો' કહેવાની ધૃષ્ટતા કરેલી, તે મહારાષ્ટ્ર–ઉદ્ધારક શિવરાજને આજે સારૂં આર્યાવર્ત પોતાના અનન્ય સ્વાતંત્ર્ય–વીર તરીકે સન્માની કૃતકૃત્ય બને છે; આજે સકળ ભારતવર્ષને ભારત–ઇતિહાસનું નવું દર્શન થઇ રહ્યું છે; ભારતીય પ્રજાને, સ્વર્ગથી યે વધારે સોહામણા પોતાના ઇતિહાસ–વારસાને નિરખવાની નવી દૃષ્ટિ ઉઘડી છે.

આપણી શાળાઓમાં કૈંઇ દશકાઓ થયાં, ક્લાઇવ અને હેસ્તીંગ્સ, વેલેસ્લી અને દલહૌસી–એ અંગ્રેજ પચાવગીરોને નૂતન ભારતના સર્જનહારો તરીકે સ્થાપી દેવામાં આવ્યા છે; પ્લાસીના યુદ્ધને અર્વાચીન હિન્દના મંગળ પ્રારંભ–મુહૂર્ત તરીકે ઓળખાવાઇ રહ્યું છે; દેશભક્તોને બળવા-

ખોરો અને રાષ્ટ્ર-યોદ્ધાઓને લુંટારા તરીકે તિરસ્કારવામાં આવે છે; અને હિન્દી સ્વાતંત્ર્યના વિઘાતકોને, હિન્દને જકડવાને જંજીરો તૈયાર કરનારાઓને હિન્દના પ્રભુ-મોકલ્યા ઉદ્ધારકો તરીકે બહુમાન અર્પવામાં આવે છે. પણ આજે ભારતવર્ષ એ નથી સ્વીકારી શકતું; આજે તેણે ઇતિહાસનાં સાચાં મૂલ મૂલવવા માંડયાં છે; એટલે જ આજે જૂના ખજાનાઓમાંથી નવી પ્રેરણામૂર્તિઓ સાંપડી રહી છે. શિવરાજ મહારાજ એવી પરમ તેજસ્વી પ્રેરણામૂર્તિ છે. આજે, તેની ત્રણુસોએકમી જન્મ-તિથિએ તે આપણુને પાછી હાથ લાગે છે. ભારત-વર્ષ, એનાં ધરાઇ ધરાઇને દર્શન કરી લે અને તારા અત્યારના યુદ્ધ માટે એ વીરના જીવનમાંથી જેટલાં પી શકાય તેટલાં પ્રેરણા-પિયુષ પી લે.

§૨

**ભારત-ઈતિહાસના** મધ્યકાળના ભારતવીરો જેટલા મહાન્ અને જેટલા ભવ્ય છે, એટલા જ નાના અને નીચી જીવન-નેમ વાળા તેમને આલેખવામાં આવ્યા છે: એ વીરો જેટલા વધારે પ્રકાશવન્ત, તેટલા જ વધારે જોરથી તેમના એ પ્રકાશને આવરી લેવાને કાળા રંગનાં લીંપણુ થયાં છે. શિવરાજની પણુ એ જ દશા થયેલી. તેને બદનામ કરવાને શબ્દકોષના તમામ કાળા શબ્દોનો છુટથી ઉપયોગ થયો: એ સ્વાતંત્ર્ય-વીરને ઉંદરડો કહેવામાં આવ્યો, તેના પ્રતાપને લુંટારાના ઝનુન તરીકે ઓળખાવવામાં આવ્યો, તેના વિજયોને સિદ્ધાન્તહીન સાહસિક જાગીરદારની લુંટફાટો કહેવામાં આવી.

છ છ દશકાઓના અખંડ ઘણુ-પ્રહારથી એ છાપ સજ્જડ બની ગઈ હતી. એ પરિસ્થિતિમાં, ત્રણ ત્રણ શતાબ્દિઓ પછી યે, જે માણસના જીવનનાં સંસ્મરણો-પોતાના સમય ઉપર અને ભાવી પ્રજાના હૃદય ઉપર ન ભૂંસાય એવી રીતે અંકિત થયેલી એ છાપો-જુનાં જુઠ્ઠાણાંઓને નર્યું જુઠ્ઠ પૂરવાર કરવા જેટલાં વિપુલ અને બળવાન નીવડે, એ માણુસ કેટલો મહાન્ હોવો જોઈએ? શિવાજી મહારાજની જીવન-સ્મૃતિઓ, આટઆટલાં વર્ષો પછી યે, તેમની સાચી આંકણી કરાવવાને શક્તિવંત નીવડે છે, એ એક જ વસ્તુ શિવાજી મહારાજના અસામાન્ય વ્યક્તિત્વને અને ઇતિહાસ-વિરલ જીવનપ્રતાપને સાબીત કરવાને બસ છે.

અને સાચો અહેશાન તો મહારાષ્ટ્રના એ ઇતિહાસ-સંશોધકોનો માનવો રહે છે કે જેમણે, અંતર્પ્રેરણાથી ઉત્સાહિત બની અને દેશદાઝની દીપ્તિ હાથમાં લઈ, સારી જીન્દગી સુધી, ઇતિહાસની અંધારી ગુહાઓમાં આથડી આથડીને, હિન્દી પ્રજાને શિવરાજ જેવા રાષ્ટ્રવીરની ભેટ કરી. ઉદાત્ત જીવન-ભાવના અને ઉચ્ચ જીવન-કરણી, ગમે તેવી આફતોને વિદારી શકે એવો જ્વલન્ત દેશપ્રેમ અને સ્વાતંત્ર્યની સાધના એ જ જીવનના શ્વાસોચ્છવાસ એવી કાર્યધગશ: એવા વિરલ ગુણોથી વિભૂષિત શિવરાજ મહારાજની હિન્દી પ્રજાને ખરી પિછાન કરાવનારા મહારાષ્ટ્રના ઈતિહાસ-સંશોધકોએ, સાચેસાચ, એક નવું અખુટ પ્રેરણા-ઝરણુ જ શોધી આપ્યું છે. એ ઝરણુમાંથી સૌ કોઇ ભારત-

વાસી, પોતાને સંતૃપ્તિ થાય ત્યાં સુધી પાન કરે અને જીવનને ઉચ્ચાશયી બનાવે.

§3

**ઇતિહાસની દ્રષ્ટિએ** શિવરાજ મહારાજનું જીવન મહત્ત્વનું અને અર્થપૂર્ણ છે. ઇસ્વીસન ૬૪૪માં ભારત–સામ્રાજ્યમાંથી બલુચીસ્તાન છેદી નાંખવામાં આવ્યું તે દિવસથી મંડાયેલી પરાધીનતાની રાત્રિનો, શિવરાજના જન્મની સાથે અંત પોકારાતો હતો. ઇસ્વીસન ૬૪૪માં બલુચીસ્તાન ગુમાવ્યું, ૭૧૨માં સિંધ ખોયું, દશમા શતકમાં કાબુલ ગયું, બારમા અને તેરમા સૈકામાં ઉત્તર હિન્દની હાનિ થઇ, ચોદમી શતાબ્દિમાં કૃષ્ણા નદીની ઉપરનો મધ્ય હિન્દ વિદેશી સત્તાના કબજામાં આવ્યો, ૧૫૨૭માં બાબરે અને ૧૫૭૬માં અકબરે રાજપુતોનાં સ્વરક્ષા–યુદ્ધોને દાબી દીધાં, ૧૫૬-૫માં દક્ષિણનું વિજયનગર રાજ્ય પણ જમીનદોસ્ત થયું: અને ઘડીભર તો એમ જ લાગવા માંડયું કે મોગલો આખા આર્યાવર્તના ચક્રવર્તી શહેનશાહ બનવાનું પોતાનું સ્વપ્ન સિદ્ધ કરશે. હિન્દુ સંસ્કૃતિ, હિન્દુ સ્વતંત્રતા અને હિન્દુ ધર્મનો જોતજોતામાં સંપૂર્ણ હ્રાસ થઇ જશે એમ પણ દેખાવા લાગ્યું.

બાબરશાહથી શરૂ થતી અને ઔરંગશાહથી અંત પામતી પ્રતાપી મોગલ શહેનશાહોની પરમ્પરાએ હિન્દુ પ્રજાના દિલમાં બરાબર બીક વસાવી દીધી કે હિન્દમાં ઠેર ઠેર ઇસ્લામનો ઝંડો રોપાઇ જશે. એ વેળા શિવરાજ અવતર્યો: ચોમેર છવાઇ ગયેલા ઘોર અંધકારમાંથી

એકાએક તેજનો સ્તંભ નીકળે તેમ તે હિન્દુ પ્રજાની દ્રષ્ટિ આંજી રહ્યો. તેણે, પહેલી જ વખત, હિન્દુ-ઓની પુનર્જાગ્રતિની આક્રમણકારી હિલચાલ ઉપાડી. મુસલમાનોના પહેલા ધસારા પછી, આશરે એક હજાર વર્ષે, તેણે, પહેલી જ વખત, સામી છાતીએ મોગલ શહેનશાહત સામે મોરચા માંડ્યા અને એમનાં 'ભવ્ય સ્વપ્નાં' અને 'ભવ્યતર મહેચ્છાઓ'ના ચૂરેચૂરા કરી નાંખ્યા. શિવરાજે મોગલ સામ્રાજ્યને તેના મૂળ પાયા-ઓમાંથી હચમચાવી મૂક્યું.

પરાધીનતા અને દાસત્વનાં હલાહલ કોઈ પ્રજાના આત્માને ગમે તેવી મરણતોલ મુર્છામાં ઢાળી દઈ શકે, છતાં યે એ પ્રજાના આત્માની સ્વાધીનતાની પ્યાસ તો સદા જાગતી જ રહે છે. આ પૃથ્વી ઉપર કોઈ એવી શકિત કે કોઈ એવી સત્તા અસ્તિત્વ નથી ધરાવતી કે જે કોઈ માનવસમુદાયને, કોઈ રાષ્ટ્રને, કોઈ પ્રજાને તેની સ્વાધીનતાની ઝંખનાથી વંચિત કરી શકે. કોઈ સામ્રાજ્યવાદી, કોઈ મહેચ્છુ સૈન્યાધીશ કોઈ પ્રજાના દેહ ઉપર થોડો વખત જીંજીરો લાદી શકે, થોડો વખત તેને આત્મભાનવિમુખ અને સ્વત્વવિહોણી બનાવી શકે: પણ ખોળીયામાં જેવો જીવ, દેહમાં જેવો આત્મા, તેવી પ્રજાના પ્રાણ સમી તેની સ્વાતંત્ર્યભાવ-નાને, તે પ્રજાનો પોતાનો ધ્વંસ કર્યા વિના, કોઈ ન ઉચ્છેદી શકે. એટલે જ, જ્યારે પુનરૂત્થાનની બધી આશાઓ ભાંગી પડી હોય છે, જ્યારે પ્રજા-જનસમુદાય પરાધીનતાની વજ્રસાંકળોને સુવર્ણના આભુષણો તરીકે વધાવતો થતો જતો હોય છે, ત્યારે

શિવરાજ જેવા કોઇ પ્રતાપી પુરૂષને પોતાનું વાહન બનાવી, સ્વાધીનતાનો જુસ્સો એકાએક પ્રગટી નીકળે છે અને સમસ્ત પ્રજામાં નવો ઉત્સાહ અને નવા પ્રાણ પૂરી, દેશભરમાં નવજીવનનો જુવાળ ચડાવે છે, ત્યારે સ્વાતંત્ર્યને કાજે યુદ્ધનાં મુહૂર્ત લેવાય છે અને સારી દુનિયા ફાટેલી આંખે આશ્ચર્યોદ્ગાર કાઢી રહે છે કે: 'ના, જે પ્રજાને નષ્ટપાયઃ લેખતા હતા તે પ્રજા જીવન્ત છે, તેનો આત્મ–નાદ હજી યે બુલંદ અવાજે ગાજે છે.' તે ઘડીથી અધઃપતિત પ્રજા ફરીવાર જગત–તવારીખમાં ઉંચું, ગૌરવભર્યું, સર્વ-સમાન સ્થાન પામે છે. શિવરાજે હિન્દને જગત–તવારીખમાં એ સ્થાન અપાવ્યું.

§૪

**મરાઠા દેશભક્તો** જેને 'મરાઠા સાઠવર્ષી સ્વાતંત્ર્ય-યુદ્ધ–'Marathas' sixty years' war of independence (૧૬૪૬–૧૭૦૬) કહીને અભિમાન લ્યે છે અને જેને સારૂં ભારત આજના આઝાદી–જંગના મંગળાચરણ તરીકે સ્વીકારવામાં ગર્વ અનુભવે છે, તે સ્વાતંત્ર્ય–યુદ્ધના 'પ્રથમ સૈનિક'નો આ દેશમાં અવતાર થયો, ત્યારે દેશની પરિસ્થિતિ કેવી હતી ? દેશમાં વહી રહેલાં જુદાં જુદાં બળો કયા પ્રકારનાં હતાં ? સૌથી પ્રથમ પંચ નદીઓના પ્રદેશમાં વેદની પ્રથમ ઋચાઓ ઉચ્ચારનાર આ આર્યાવર્તના પ્રથમ વતની આર્યોની કેવી દશા હતી ?

શિવરાજનો અવતાર થયો ત્યારે, ઉત્તર હિન્દમાં રાજ-પુતોના સંપૂર્ણ પરાજયને પરિણામે અને દક્ષિણ હિન્દમાં

વિજયનગરના હિન્દુ રાજ્યના અસ્તને લીધે, જ્યારે એક તરફથી મોગલ શહેનશાહોની સમસ્ત હિન્દુસ્થાનના ચક્રવર્તી સમ્રાટ્ બનવાની અને ઇસ્લામી ધર્મપ્રચારકોની ઇસ્લામને તલ્વારની અણીએ સારા ભારતવર્ષનો ધર્મ બનાવી દેવાની મહેચ્છા અત્યંત સબળ બની હતી, ત્યારે બીજી તરફથી હિન્દુ પ્રજામાંથી ધીમે ધીમે પણ સ્થિરપણે જીવન નીચોવાઇ રહ્યું હતું. હિન્દુઓ ભગ્નાશ અને ભગ્નહૃદય બની ગયા હતા. હિન્દુત્વના રક્ષણહારનું બિરૂદ ધરાવનારા રાજપૂતોનો મોટો ભાગ મોગલ શહેનશાહો સાથે લગ્ન સંબંધ યોજી, મોભાદાર ચાકરીઓ સ્વીકારી, જાણે સંતોખાઈ ગયો દેખાતો હતો. શિવરાજના ગુરૂદેવ રામદાસ સ્વામી બયાન કરે છે તે મુજબ, આર્યસંસ્કૃતિના પાયાનું ખોદાણ-કામ જોશપુર્વક ચાલી રહ્યું હતું, જીન્દગી અને માલમિલ્કતની સલામતી તેમજ ધર્મ-સ્વાતંત્ર્યના પ્રાથમિક માનવ-અધિકારોનું ઉચ્છેદન થઇ રહ્યું હતું, ધર્માન્ધ વટાળ-પ્રવૃત્તિનો વંટોળ બીન-ઇસ્લામીઓની હૈયાતીને નાબુદ કરવા ધસારો કરી રહ્યો હતો, અત્યાચાર અને પ્રજા-પીડને બધી પરિસીમાઓ ત્યાગી દીધી હતી, સ્ત્રીજાતિની આબરૂ ઉપર અહર્નિશ ભય ઝઝુમતો હતો, પ્રજામાંથી નૈતિક હીમ્મતનો સર્વથા નાશ થયો હતો, જન-સમુદાય ભીરૂ, ખુશામદખોર અને ગુલામી વૃત્તિનો બની ગયો હતો, જીવન એ તેને મન ન ઉંચકી શકાય એવો ભારે બોજો બની ગયો હતો, તેની આશાનું કેન્દ્ર આ પૃથ્વીમાંથી ઉંચકાઈ પર પૃથ્વીમાં સ્થપાયું હતું.

ભારતવર્ષમાં નવું મક્કા ખડું કરવાના સ્વપ્નને પોતાની સર્વોપરિ જીવન-મુરાદ બનાવનારા બાદશાહ

ઔરંગઝેબે દિલ્હીના મયૂરાસન ઉપર પગ મૂકયો ત્યારથી તો, મોગલ શહેનશાહત ઇસ્લામ-ધર્મના પ્રચારનું મોટામાં મોટું ક્ષેત્ર થઇ પડી હતી. ઔરંગઝેબ કચેરીમાં ઉદ્દ્‌બોધતો કે 'આ શહેનશાહત ઇસ્લામના પ્રચારાર્થે છે.' અને ઇસ્લામના પ્રચારકો, એ શબ્દો ઝીલી લઇ, એનો બરાબર અમલ કરતા. મહમ્મદ ગીઝનીએ ૧૦૦૮માં મથુરાનું મંદિર તોડયું અને ૧૦૨૪માં સોમનાથ-મંદિરને ભાંગ્યું, ત્યારથી ૧૬૬૯માં ઔરંગઝેબે વારાણુસીના વિશ્વનાથ-મંદિરને અને મથુરાનાં દેવાલયોને જમીનદોસ્ત કર્યાં ત્યાં સુધીનો સાડાછ શતાબ્દિનો આખો સમય, મુસ્લીમ અમલની આખી આવરદા દરમ્યાન મુસ્લીમ મનોદશાનો સાચો ખ્યાલ ગમે તેવા વાંચનારની આંખ સામે ખડો કરી દે છે. ઔરંગઝેબના કાળમાં એ મનોદશા વધારે જોરદાર બની. ઔરંગઝેબે અકબરશાહની ઉદારતાને ત્યાગી, જહાંગીરની સહિષ્ણુતાને છેલ્લી સલામ કરી અને શાહજહાંની રાજનીતિને વિદાય દીધી. તેણે પોતાને મોગલ શહેનશાહ કરતાં ઇસ્લામનો પ્રચારક બનાવી દીધો. પરિણામે હિન્દુઓ સુખથી, શાન્તિથી રહી શકે એવી એક તસુ પણ જગ્યા ભારતવર્ષમાં રહી નહીં.

ઔરંગઝેબે અનેક રીતે હિન્દુઓને તોબાહ પોકરાવવા માંડી. તેનો જ મોગલ-ઇતિહાસકાર ખાફીખાન તે નીચે મુજબ વર્ણવે છે: 'હુકમો નીકળ્યા કે મુસલમાનોની તમામ ચીજ જણુસોને જકાત લીધા વિના જવા દેવી....કાફરોને કચડવા અને કાફરોના મુલકથી ઇસ્લામીઓના મુલકને

જુદા પાડવા, બધા પ્રાન્તોમાં હિન્દુઓ ઉપર જઝીયાવેરો નાંખવામાં આવ્યો. એવા પણ હુકમ થયા કે કોઈ હિન્દુએ પરવાનગી મેળવ્યા વિના, અરબ્બી ઘોડા ઉપર સવારી કરવી નહીં કે પાલખીમાં બેસવું નહીં. હુકમનો ભંગ કરનારને સખ્ત નશ્યત ફટકારવામાં આવતી.' ઔરંગઝેબની ધાર્મિક અસહિષ્ણુતાનું બયાન આપતાં એક બીજો મુસલમાન ઇતિહાસકાર પણ ખાફીખાનનાં વચનોનું સમર્થન કરે છે કે : શહેનશાહને કાને વાત આવી કે થટ્ટા, મુલતાન અને કાશી પ્રાન્તમાં—ખાસ કરીને છેલ્લા પ્રાન્તમાં—મૂર્ખા બ્રાહ્મણો તેમની પાઠશાળાઓમાં અમુક અર્થહીન પુસ્તકોનું પઠન કરાવે છે અને એ અર્થે, હિન્દુઓ અને મુસલમાનો, દૂર દૂરથી ત્યાં આવે છે. એટલે ઇસ્લામના રક્ષણહાર ઔરંગઝેબે બધા પ્રાન્તના સુબાઓને શહેનશાહી હુકમ મોકલ્યો કે નાસ્તિકોની એ પાઠશાળાઓને અને મંદિરોને જમીનદોસ્ત કરી નાંખો, મૂર્તિપૂજા શીખવતા એ તમામ પ્રકારના અધ્યાપનને તદ્દન બંધ કરી દો....પછી રબી—ઉલ—અ—ખીરની પંદરમી તિથિએ નામદારને રોશન કરવામાં આવ્યું કે તેમના તાબેદારોને હાથે કાશીના વિશ્વનાથ મંદિરને પાડી નાંખવામાં આવ્યું છે.... પછી આ ઇન્સાફને ચાહનારા જહાંપનાહે મથુરાનું હિન્દુ મંદિર તોડવાની આજ્ઞા કરી. હિન્દુઓનો એ દુર્ગ પણ તૂટયો અને તેની જગ્યાએ, મોટા ખર્ચે, મસ્જીદનો પાયો નંખાયો.'

એ રીતે હિન્દુઓનાં હજારો મંદિરો અને મૂર્તિઓનું ખંડન થયું, તેમની દૌલત લુંટાઇ ગઇ, તેમની પાઠશાળાઓનો નાશ થયો, તેમનાં પુસ્તકાલયોને તારાજ કરવામાં

આવ્યાં. હિન્દુઓનાં પર્વોનાં ઉજવણાં અટકાવવામાં આવ્યાં, તેમના ધર્મ-મેળાઓ બંધ કરવામાં આવ્યા અને તેમનામાંથી વટલાઇને મુસલમાન બનેલાઓને વેતનો આપવાની પ્રથા શરૂ થઇ. હિન્દુઓની સ્ત્રીઓને ધોળે દિવસે મુસલમાન અમલદારો ઉઠાવી જવા લાગ્યા અને તેમના ઉપર અત્યાચાર ગુજારવા લાગ્યા. ભૂષણ કવિ આર્ત સ્વરે ઉચ્ચારે છે તેમ, 'शिवाजी न होता तो सुनत होत सबकी–એવી જ તે કાળે સારા ભારતવર્ષની અવદશા થઇ પડી. દેશની છાતી ઉપર પોલાદી એડીઓ સ્થાપીને ઉભેલા આ જૂલમગારોના ત્રાસમાંથી છુટવા સકળ પ્રજા ચીસો પાડી રહી. હિન્દુ જાતિ પોતાના રક્ષણહારની રાહ જોઇ રહી. જૂની જાલીમ વ્યવસ્થાને ઉખેડી તેની જગ્યાએ નવી સર્વસુખકર વ્યવસ્થા સ્થાપે એવા બળશાળી દેશોદ્ધારકના આગમનની પ્રતીક્ષા થઇ રહી.

એ વેળા સ્વાધીનતાના આતશની સજીવ મૂર્તિ સમો, હિન્દુ જાતિના બળવાખોર જુસ્સાના જીવન્ત સ્વરૂપ સમો, શિવરાજ પ્રગટ્યો અને તેણે હિન્દુ જાતિની ઝંખનાને તૃપ્ત કરી; દેશને નામે, નિર્બળોની રક્ષાને નામે, જૂલમગારો સામે હથિયાર ઉપાડ્યાં.

§૫

**શિવરાજના જન્મ પછી** બરાબર ઓગણીશમે વર્ષે તેણે આઝાદીનો જંગ માંડી દીધો. શતાબ્દિઓ થયાં ચાલી રહેલી હિન્દુ ધર્મ, જાતિ અને સંસ્કૃતિના સંહારની ક્રિયાએ એકાએક પલટો લીધો. ઈતિહાસમાં નવું પ્રકરણ મંડાયું. ભારતવર્ષમાં નવા યુગના પ્રભાતની નોબતો વાગી. સ્વતંત્રતા અને સહિષ્ણુતા, સ્વદેશપ્રેમ

અને સ્વજાતિપ્રેમ અને સ્વધર્મપ્રેમની નવી સૃષ્ટિ ખડી થઇ. અને પછી તો શિવરાજનો આઝાદી–જંગનો ઝુંડો રાજારામ અને તારાબાઇ, શાહુ અને પેશ્વાઓએ બરાબર આકાશમાં ઉડતો રાખ્યો. શિવરાજના મૃત્યુ પછી પે, સ્વાધીનતાના સમરાંગણુ ઉપર, શિવરાજે જન્માવેલા નવા જુસ્સાથી ઉછળતા મરાઠી કટકોએ, વર્ષો સુધી, ખાંડાંના ખેલ ખેલ્યા: શિવરાજે ૧૬૪૬માં તોરણાનો કિલ્લો કબજે કરી લઇને માંડેલું એ યુદ્ધ, મરાઠા મહારાજ્યની ખડી મ્હેલાત સુદૃઢ સ્થપાઇ ગયા પછી ૧૭૦૬માં મરાઠાઓના કટ્ટર દુશ્મન ઔરંગઝેબે તેમનો સમોવડ તરીકે સ્વીકાર કરી તેમની સાથે સુલેહના સચ્ચાઇપૂર્વક સન્દેશાઓ ચલાવ્યા ત્યારે, થોડા સમયને માટે પૂરૂં થયું. મહારાષ્ટ્રમાં નવજન્મ પામેલા રાષ્ટ્રીય અસ્મિતાના પ્રચંડ જુવાળના માર માર કરતા હલ્લા સામે, મોગલ સામ્રાજ્ય જેવા મહાન સામ્રાજ્યનાં લશ્કરો, દૌલત અને દારૂખાનું, સમર્થ સેનાધિપતિઓ અને પોતા જેવા શહેનશાહ પણ ટક્કર ન ઝીલી શકવાથી, નિરાશ ઔરંગઝેબ, ભગ્ન હૃદયે માથાં પછાડતો મૃત્યુશરણ થયો.

શિવરાજના આવા જબ્બર કાર્યની પાછળ જાણે ઇશ્વરી સહાય ઉભી હતી. એટલે જ શિવરાજના જન્મ પહેલાં, જ્ઞાનેશ્વર અને નામદેવ, એકનાથ અને તુકારામ અને એ કોટિના સંખ્યાબંધ સંતોએ મહારાષ્ટ્રમાં ઉતરી, મરાઠા જાતિમાં નવી ધર્મભાવના અને નવી ઐક્યભાવના નીપજાવવા માંડી હતી. તેમનો ઐકયનો અને સમાનતાનો સન્દેશ સહ્યાદ્રિને પેલે પાર ગામે ગામ પહોંચી વળ્યો હતો. સમાન ધર્મ, સમાન ભાષા, સમાન દેશ,

અને સૌથી વિશેષ સચોટ, સમાન દુઃખો : એ તત્ત્વો મહારાષ્ટ્રની તમામ પ્રજાનું કોઈ અજબ સંગઠન રચી રહ્યાં હતાં. ત્યાં તો, શિવરાજના જન્મની પૂર્વે, ભગવા ઝુંડાના સ્થાપક સમર્થ રામદાસ સ્વામી, તેમનો નવો સન્દેશ લઈને બહાર આવ્યા. તેમણે પરભવનું ભાતું તૈયાર કરવાના પુરાણા ધાર્મિક બોધો આપવાનું છોડીને, આ જીવન સુધારવાનો—આ જીવનના તમામ હક્કો અને અધિકારો, કર્તવ્યો અને જવાબદારીઓ બજાવવાનો બોધ દીધો. રામદાસ સ્વામીએ તેના જાતિ–બંધુઓના કાનમાં સ્વરાજ્યનો મંત્ર ફુંક્યો. સાથો સાથ, રામદાસ સ્વામીએ નવાં જન્મેલાં બળોનો બરાબર લાભ લેવાની અને એ નવચેતનના પ્રતિનિધિ બનવાની શિવરાજને પ્રેરણા કરી. શિવરાજે રામદાસ મહારાજનું શિષ્યપદ સ્વીકાર્યું, અને સ્વરાજ્ય–સાધનામાં જીન્દગી સમર્પી દીધી.

રામદાસ સમા પ્રેરક ગુરૂદેવ અને તેમનું જબ્બર પ્રચારકાર્ય છતાં, શિવરાજનો માર્ગ એ અત્યંત વિકટ માર્ગ હતો. પ્રથમ તો, રામદાસ અને શિવરાજની ભાવનાને અપનાવી લઈ, તેમને સહાય આપે તેવા થોડા જ હતા અને વિરોધકોનો કોઈ પાર ન્હોતો. દક્ષિણના મુસ્લીમો અને તેમની ઉપર નભતાં કેટલાંયે દૌલતમંદ મરાઠા કુટુમ્બોએ શિવરાજની સામે દિવાલો રચી. શિવરાજનું આ પ્રયાણ નવું જ અને અપૂર્વ હોવાથી, તેના પોતાના સાથીઓ પણ, પ્રથમ તેનામાં જોઈએ તેવી આસ્થા મૂકી શક્યા નહીં કે તેને જોઈએ તેવી સહાય આપી શક્યા નહીં. શિવરાજના પિતાએ પણ તેની નવી પ્રવૃત્તિ પ્રત્યે નારાજી બતાવી. પણ શિવરાજ

એ બધાં વિઘ્નોને પહોંચી વળ્યો. તેણે પોતાને જોઈતી પરિસ્થિતિ જાતે ઘડી, અને શિવનેરના કિલ્લામાં રામાયણમહાભારતના અવિરત પરિશીલનથી પ્રગટેલી લોકોત્તર હીમ્મત અને આત્મશ્રદ્ધાને બળે પોતાના આદર્શની જીન્દગીભર ઉપાસના કરી. પછી તો તેનો ભાગ્ય–ભાસ્કર મધ્યાકાશ તરફ પ્રગતિ કરવા લાગ્યો. ત્યારે યે, સ્ત્રીને અને સન્તને, ધર્મગ્રંથને અને ધર્માલયને, સદા સન્માનવાની તેની ભાવનાને તેણે કદિએ ન ત્યાગી. મુસ્લીમ ઇતિહાસકાર ખાફીખાનને પણ શિવરાજની સ્તુતિ કરવી પડી છે કે 'તેનો અચળ નિયમ હતો કે ધસારા વેળા મસ્જીદને જરા યે આંચ ન આવવા દેવી; કુરાન હાથમાં આવે તો તેનું બહુમાન કરી, તે પોતાના મુસ્લીમ અનુગામીને સોંપી દેવું; કોઇ સ્ત્રી પકડાય તો, તેનો પતિ કે વાલી તેને પાછી લેવા ન આવે ત્યાં સુધી, તેની જાતે રક્ષા કરવી.'

શિવરાજનો આશાવાદ તો જેમ અનંત તેમ જાણે ઇતિહાસવિરલ જ છે. એ જ એના આખા જીવનની ચાવી છે. યુદ્ધના પરાજયોએ તેને કદિએ હતાશ નથી કર્યો: કાર્યની વિકટતાએ તેને કદિએ નાઉમેદ નથી કર્યો : તેણે તેના ધ્યેયના ધ્રુવતારક ઉપર જ નજર ચોડી રાખી અને ડુંગરાઓ અને ખીણો, જંગલો અને રણવગડાઓ વટાવતો આગળ જ ધપ્યે ગયો. એટલે જ એકલે હાથે અને એક જીન્દગીમાં કોઇ અદ્ભુત સિદ્ધિઓ સિદ્ધ કરી ગયો. શિવરાજે તેની જાતિનું આખું માનસ પલટી નાંખ્યું, અને નવી પ્રજા–ભાવના વાવી દીધી. શિવરાજે, જુદાં જુદાં વિખુટાં તત્ત્વોને એક કરી મહારાષ્ટ્રીય પ્રજાને

જન્મ આપ્યો. શિવરાજે રાજકારભારની મધ્યકાલીન જમીનદારી પદ્ધતિ (feudal system) નાબુદ કરી અને અર્વાચીન કાળની પગારદાર પદ્ધતિ દાખલ કરી. શિવરાજે વારસાના ધોરણ નહીં પણ ગુણના ધોરણ ઉપર નિમણુંકની પ્રથા પ્રચલિત કરી. શિવરાજે 'પોતાનું રાજ્ય નહીં–પણ ધર્મનું રાજ્ય' કહી સર્વને સમાન ભક્તિપૂર્વક સ્વરાજ્યની પાછળ મરી ફીટવા બનાવ્યા. શિવરાજે, નવી મહેસુલ પદ્ધતિ અને ન્યાયની વ્યવસ્થા સર્જવા ઉપરાંત, રાષ્ટ્રીય નૌકાસૈન્યની પણ સ્થાપના કરી. શિવરાજે મરાઠાઓમાં રાષ્ટ્રીય ઐક્ય પ્રેર્યું, ધાર્મિક શાન્તિ સ્થાપી, અને જીન્દગીમાં ઉચ્ચ અર્થનું આરોપણ કર્યું. શિવરાજે હિન્દુ જાતિમાં નવી આશા જન્માવી, નવી શ્રદ્ધા રેડી અને નવી જીવનદૃષ્ટિ મૂકી. એક અંગ્રેજ ઇતિહાસકાર કહે છે તેમ શિવરાજ એટલે પુરૂષવરની બુદ્ધિપ્રતિભા ધરાવતી અદ્‌ભુત સર્જક શક્તિ. સાચે જ, જો શિવરાજ યોદ્ધા તરીકે મહાન્ હતો, તો રાજપુરૂષ તરીકે–શાન્તિસ્થાપક તરીકે ક્યાંય વિશેષ મહાન્ હતો.

આવા મહાન્ શિવરાજ મહારાજની સ્મૃતિઓ એ હિન્દી પ્રજાનો અમૂલ્ય વારસો છે. એમાં યે, હજી તો તાજા જ ભૂતકાળમાં, માંડ અઢીસો વર્ષ પહેલાં જ, પોતાના પૂર્વજોએ, શિવરાજની સંગાથે, સેંકડો યુદ્ધોમાં મૃત્યુની સાથે ગમ્મત ખેલી છે અને જંગી ફોજોનું નેતૃત્વ કર્યું છે, એક મહારાજ્ય ચલાવ્યું છે અને પરદેશીઓ સાથે સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સુલેહનામાં કર્યાં છે, નૌકાસૈન્ય સર્જ્યું છે અને રાજમંત્રણાગૃહોમાં રાજમંત્રણાઓ કરી છે–એવાં એવાં સંભારણાં તો કોઈ પણ જનગણને પોતાનું ગુમાવેલું

ફરી પ્રાપ્ત કરવા મરણીયા બનાવી દે એવાં પ્રેરણાદાયી છે. અને કાર્લાઇલ કહે છે તેમ 'વીરો તો આખી માનવજાતની સંપત્તિ છે' એટલે શિવરાજ કયા દેશમાં કે કઈ જાતિમાં જન્મ્યો એ ગૌણ વસ્તુ છે. શિવરાજ તો તેના વીરત્વના અધિકારે, સારા જગતના વીરપૂજકોની પૂજાનો અધિકારી બની રહે છે. જે કોઇ આદર્શને ભજતું હોય, જે કોઇ વીરતાને પૂજતું હોય, જે કોઇ સ્વાતંત્ર્ય–સાધનાની સ્તુતિ કરતું હોય, તેને માટે શિવરાજ એ હિન્દુ હતો અને તે મુસ્લીમ ઔરંગઝેબની સામે ઝુઝયો એ નાની વાત છે. શિવરાજ એક હિન્દુ તરીકે, ઔરંગઝેબ સામે, એક મુસલમાન તરીકે ઝુઝયો જ નથી. શિવરાજ હિન્દુ અને ઔરંગઝેબ મુસલમાન એ, એક રીતે અકસ્માત્ જ હતો. શિવરાજે તો ઔરંગઝેબની જુલ્મગારી અને ધર્માન્ધતા સામે જ બ્હારવટું ખેડેલું. શિવરાજે તો પોતાના દેશને પરાધીનતાની જંજીરો પહેરાવનારા પરદેશી વિજેતાઓ સાથે જ હથિયાર ઉપાડયાં હતાં. એટલે જ ઇટાલીના ગેરીબાલ્ડી કે અમેરિકાના વોશીંગ્ટન કે સ્કોટલાંડના વીલીયમ વોલેસની સાથે જ તે પોતાનું સ્થાન લ્યે છે. એ સ્વાતંત્ર્યવીરની વીરતા જગાડતી સ્મૃતિઓ આજે હિન્દી પ્રજાને તેના મહાન્ નામ અને વારસાને લાયક બનવા પોકારી રહી છે. સાચે જ, શિવરાજની સ્મૃતિઓ હિન્દી પ્રજાને માટે આશા અને ઉત્સાહનું અખંડ ઝરણું છે. એ સ્મૃતિઓના રટણમાંથી જ, માતૃભુમિનો ઉદ્ધાર કરનારા ભાવી શિવરાજો નીપજશે.

શિવરાજ ત્રિશતાબ્દિ જન્મોત્સવની
પ્રભાતે : ૩ મે ૧૯૨૭

કકલભાઇ

# સ્વપ્નદર્શી શિવરાજ

(૧)

પુનાની પશ્ચિમે, અરબ્બી સમુદ્રને બરાબર સમાન્તરે, પશ્ચિમ ઘાટને નામે ઓળખાતી આશરે ૯૦ માઇલ લાંબી અને ૧૨થી ૨૪ માઇલ પહોળી ડુંગરાઓની એક લાંબી હાર દોડી જાય છે. એ ડુંગરાઓની કુદરતી રીતે જ એવી ગોઠવણુ થયેલી છે કે આસપાસનો માવળ દેશ એક અભેદ્ય કિલ્લેબંદી બની જાય છે. આજથી બરાબર ૨૮૨ વર્ષ પહેલાં, ઉનાળાની એક સાંજે, અઢાર વર્ષનો એક જુવાન ઘોડેસ્વાર, પશ્ચિમ ઘાટની એ ડુંગરમાળ ઉપર પોતાનો પાણીપંથો ઘોડો દોડાવ્યે જતો હતો, અને, એમ ઘોડા ઉપર બેઠાં બેઠાં, આથમતા સૂર્યના ઘેરા લાલ રંગના કિરણોથી રંગાઇ ઘડીભર આકર્ષક બનતો આસપાસનો તળેટીનો મુલક અતિ ઝીણી નજરે જોઇ રહ્યો હતો. એ સૂક્ષ્માવલોકનની સાથે સાથે, તેના મનમાં એ બધા પ્રદેશના અધિદેવ બનવાની સ્પષ્ટ યોજના ઘડાયે જતી હતી. ઠીંગણા

બાંધાનો, બાંધી દડીનો, પશ્ચિમ ઘાટની વેરાન પહાડી જમીનના રંગ જેવા વર્ણનો, માથે ફટકો બાંધેલો અને કેડે લાંબી સીધી તલવાર ધારતો, કોઇ અસામાન્ય તેજથી ચમકતી ઉંડી આંખોવાળો એ જુવાન, એ ઘડીએ, તેની કલ્પનાની પાંખોને છુટી મૂકી દઇ, અનેક મનોરથો ઘડતો હતો અને સાથે સાથે તલવાર ઉપર હાથ નાંખી, તે મનોરથોને સિદ્ધ કરવાનો નિરધાર રચતો હતો. યુરોપના ઇતિહાસમાં અમર બની ગયેલા સ્પાર્ટાની આબેહુબ પ્રતિકૃતિ સમા મહારાષ્ટ્રના આ પ્રદેશમાં ઉભો ઉભો, તે, મોગલો'ના પાટનગર આગ્રા ઉપર હુલ્લો કરી 'હિન્દવી સ્વરાજ્ય'નો ઝુંડો ફરકાવવાનાં સ્વપ્નો જોતો હતો. ભારતવર્ષની માટીમાંથી પાકેલા અને ભારતવર્ષના અન્નજળથી પોષાયેલા ભારતવર્ષના પુત્રોનું ફરીવાર સામ્રાજ્ય સ્થાપવાના જીવનકર્તવ્યનો જાણે તેને સાદ સંભળાતો હતો.

એવાં સ્વપ્નાંઓ જોનાર અને એવા મનોરથો ઘડનાર અઢાર વર્ષનો એ જુવાન એ શિવાજી મહારાજ. એ સ્વપ્નો અને એ મનોરથોની પાછળ તેણે આખી જીન્દગી કુરબાન કરી દીધી. નેપોલીયનના અપૂર્વ યુદ્ધકૌશલથી અને ગેરીબાલ્ડીના અદ્વિતીય સ્વદેશપ્રેમથી, લોહીના પરમાણુએ પરમાણુમાં હિન્દુત્વનું અભિમાન અનુભવતા એ યોદ્ધા–રાજપુરૂષે તેનું સ્વરાજનું સ્વપ્નું સાચું કર્યું અને ભારતીય ઇતિહાસનો આખો ક્રમ બદલી નાખ્યો. સમસ્ત ભારતવર્ષ આ ૩જી મેને દિવસે એ પ્રજોદ્ધારક પુરૂષવરની ૩૦૧મી જન્મજયન્તી ઉજવે છે.

(૨)

શિવાજીનો જન્મ ૧૬૨૭ના મે માસની ૩જી તારીખે શિવનેરના કિલ્લામાં થયો. એની જન્મદાત્રીનું નામ માતા જીજાબાઇ. શિવાજીના જન્મ પહેલાં, જીજાબાઇના પિતા લુકજી જાધવરાવ અને જીજાબાઇના સ્વામી શાહજી વચ્ચે વિખવાદ થતાં, શાહજીએ ન્હાસભાગ માંડેલી: અને જાધવરાવ પાછળ પડેલો. એ વેળા શાહજીની સાથે ગર્ભવંતાં જીજાબાઇ અને નાનો પુત્ર સંભાજી પણ ઘોડેસ્વારી કરી કૂચ કરી રહ્યાં હતાં. શિવનેરના કિલ્લા પાસે આવતાં, જીજાબાઇને પ્રસવનો સમય આવી પહોંચ્યો. શાહજીએ જીજાબાઇને એક મિત્રના રક્ષણ નીચે શિવનેરમાં મૂકી દીધાં અને પોતે આગળ દોડ માંડી. શાહજી ઉપડ્યા પછી થોડી જ વારે જાધવરાવનું કટક આવી પહોંચ્યું. જાધવરાવના માણસોએ તેને સમજાવ્યો કે: 'તારી પુત્રી આ કિલ્લામાં એકલી પડી છે. તારે શાહજી સાથે લડાઇ છે. જીજાબાઇ સાથે નહીં. જીજાબાઇને કોઇ મુસલમાન સતાવશે તો તારી આબરૂ જશે. જીજાબાઇને તારે સલામત સ્થળે લઇ જવાં જ જોઇએ.' જાધવરાવ જીજાબાઇ પાસે ગયો. પુત્રીને પોતા સાથે આવવા આગ્રહ કર્યો. પણ શિવાજીની અડગ ટેકીલી એ માતાએ તેના પતિના શત્રુનો આશ્રય ન સ્વીકાર્યો. જીજાબાઇએ જાધવરાવના ગમે તેવા સુરક્ષિત, સુખદાયી મકાન કરતાં શિવનેરનો અંતરીયાળ અને અરક્ષિત કિલ્લો વધારે પસંદ કર્યો. જીજાબાઇ તે ઘડીએ તો જાધવરાવ સાથે ન ગયાં, પણ તેમણે પછી પણ તેમની જીન્દગીમાં કદિ પિતૃગૃહ સામું જ જોયું નહીં. એવી વીર નારીની કુખનું સંતાન તે શિવાજી.

શિવાજીના જન્મ પછીનો આખો દશકો શાહુજીને રખડપાટમાં જ ગાળવો પડ્યો. એટલે જીજાબાઇને અને શિવાજીને શિવનેરના કિલ્લામાં એકલાં જ રહેવું પડ્યું. એમ પણ કહેવાય છે કે જાધવરાવ સાથેના કલહને કારણે શાહુજીએ જીજાબાઇનો પણ ત્યાગ કરેલો અને તેને શિવનેરમાં રહેવા દઇ, પોતે તુકાબાઇ મોહિતે નામની નવી સ્ત્રી કરેલી. ગમે તેમ, જીજાબાઇને પતિની અવગણના પામેલી સ્ત્રીની દશામાં રહેવાની વેળા આવી. એટલે એ પતિવ્રતા નારીએ એક પાસ પોતાનો બધો પ્રેમ નાના શિવાજી ઉપર ઢોળવા માંડ્યો અને બીજી પાસ વૃત્તિઓને અંતરાભિમુખ બનાવી મનને ધર્મમાં પરોવવા માંડ્યું. શિવનેરના એકાન્ત કિલ્લામાં માતા અને પુત્ર વર્ષો સુધી એકલાં સાથે રહેવાથી બન્ને વચ્ચે અજબ પ્રેમગાંઠ બંધાઇ. શિવાજી જીજાબાઇને જગદંબા સ્વરૂપે પૂજવા લાગ્યો : તેની આજ્ઞાઓને અને તેના ઉપદેશને જીવનનું સર્વસ્વ સમજવા લાગ્યો. અને જીજાબાઇની આંખો સમક્ષ પણ એક નાનો શિવાજી જ દેખાવા માંડ્યો. તેણે તેને મહાભારત અને રામાયણની કથાઓનું વારંવાર પાન કરાવી, તેનામાં ઉંડા ધર્મસંસ્કાર પાડવા માંડ્યા અને ધર્મના ઉદ્ધારની દીક્ષા આપવા માંડી. જીજાબાઇએ શિવાજીની મનઃસૃષ્ટિમાં મહાભારતના વીર યોદ્ધાઓ ખડા કર્યા અને રામાયણના ઉત્તમોત્તમ આચારધર્મની સજ્જડ છાપ પાડી દીધી.

ભાઇ, બ્હેન, પિતા કે કોઇ એકલોહીઆ આપ્તજનની સોબત વિનાના, કોઈ સાથી વિનાના, એક માતૃ-પ્રેમનું જ પાન કરીને દિવસોને સુખમય

બનાવતા બાળક શિવાજીમાં, તેને માટે નિર્માણ થયેલા જીવનકાર્યને અર્થે અનિવાર્ય એવાં અનેક તત્ત્વો ખીલવા માંડ્યાં. શિવનેરના કિલ્લામાં અને આસપાસના ટેકરાઓ ઉપર એકલો ભટકતો આઠેક વર્ષનો એ બાળક સ્વાલંબન અને સ્વાશ્રય શીખતો ગયો, કોઇની મદદ વિના ગમે તેવી મુંઝવણમાંથી માર્ગ કાઢવા લાગ્યો, મરાઠાને સ્વાભાવિક એવી સ્વાતંત્ર્યપ્રિયતા અને સાદગી, નિખાલસતા અને નીડરતા જમાવતો ગયો, માઇલોના માઇલો સુધી અને દિવસોના દિવસ સુધી અવિરત ઘોડેસ્વારી કરી શકે એવું સુદૃઢ શરીર ઘડતો ગયો, અને સૌથી વિશેષ, તેના પોતાના મનોરથોને એકદમ આચરણમાં ઉતારવાની અને ગમે તે ભોગે તે સિદ્ધ કરવાની અસામાન્ય સાહસિકતા તેનો સ્વભાવ બનતી ગઇ. પુત્રમાં આ ગુણોની ખીલાવટ થતી જોઇ જીજાબાઇના હર્ષનો પાર ન રહેતો. શિવનેરના કિલ્લા ઉપર, શિવાજીના જન્મ પછી, શિવાજી અને જીજાબાઇએ જે નવ વર્ષો ગાળ્યાં, તે સમયમાં ભાવી શિવાજી છત્રપતિ મહારાજનું પ્રારંભિક ઘડતર–કાર્ય થયું.

(૩)

સને ૧૬૩૬માં જીજાબાઇ અને શિવાજી શિવનેરથી પુના આવ્યાં. શાહજીની આજ્ઞાથી શિવાજીની સંભાળ દાદાજી કોંડદેવ નામના શાહજીની પુનાની જાગીરના કારભારીને સોંપાઇ. દાદાજી કોંડદેવ કારભારી તરીકે અત્યંત સમર્થ અને મનુષ્ય તરીકે ઉજ્જવળ ચારિત્ર્યવાન સજ્જન તરીકે પંકાયેલા હતા. તેમની વ્યવહારૂ

વિચારસરણીમાં ઉંચી ભાવનાઓને કે સ્વપ્નોને સ્થાન ન્હોતું; પણ સદાચારી અને ધર્મનિષ્ઠ જીવન ગાળવામાં, ન્યાયપરાયણતામાં અને સર્વ પ્રત્યે સમાન દૃષ્ટિ રાખવામાં તે એક્કા ગણાતા. તેમના શ્રમ અને શાણપણથી, શાહજીની ઘોડ, ભીમા અને નીરા નદીઓ વચ્ચેની પુનાની જાગીર ખુબ જ આબાદ બની.

દાદાજીની ન્યાયપરાયણતાના સંબંધમાં તો કહેવાય છે કે 'એક વખત દાદાજી તેમની વાડીમાં ફરતા હતા. તેમણે પોતે નિયમ કરેલો કે એ વાડીમાંથી પાંદડું સરખું તોડનારને સખ્ત નશ્યત થશે. ફરતાં ફરતાં, દાદાજીથી જ એક ફળ તોડાઇ ગયું. ફળ તોડ્યા પછી તો તરત જ દાદાજીને પોતે કરેલા ગુન્હાનું ભાન થયું. પણ શું થાય ? ગુન્હો થઇ ચૂકયો હતો. દાદાજીએ તરત જ, જે હાથે ફળ તોડયું હતું તે હાથ છેદી નાખવા તલવાર કાઢી. માણસોએ ખુબ સમજાવ્યા. પણ દાદાજીએ પોતાના કાયદા પોતે પાળવા જ જોઇએ એવો દૃઢ આગ્રહ ધર્યો. આખરે માણસોએ માત્ર શરતચુકથી થયેલી ભૂલ માટે દાદાજીને આવી સખ્ત શિક્ષા ન જ સહવા દીધી. તો યે, છેવટે દાદાજીએ તો, ભૂલથી થયેલા ગુન્હા બદલ પણ તેમના જેવા માણસોને શિક્ષા થવી જ જોઇએ એમ કહી, પોતાના અંગરખાની જમણી બાંય તોડી નાખી અને તે દિવસથી જીન્દગી સુધી એક બાંયવાળું જ અંગરખું પહેર્યું.

એવા ગુરૂદેવના હાથ નીચે શિક્ષણ લેતા શિવમાં જીવનના નિયમો નિર્દય સખ્તાઈપૂર્વક પાળવાની

વૃત્તિ જન્મી : માતાએ દીધેલા ધર્મસંસ્કારો-ધર્મપ્રેમ અને ન્યાયવૃત્તિ-વિશેષ દૃઢ બન્યાં. શિવમાં અસમાનતા સામે અને અત્યાચાર સામે પુણ્યપ્રકોપની ભાવના પ્રગટી. શિવમાં નિરાધારતા અને નિર્બળતા પ્રત્યે દયાની લાગણી ફુટી. તેનામાં, તેના દેશબાંધવોની દરિદ્ર દશા, મુસલમાનોના ધર્મઝનુનથી નીપજતા જૂલ્મો, હિન્દુત્વને ભૂંસી નાખવા ઠેર ઠેર મંડાયેલા જબ્બર પ્રયત્નો, એ બધી આસપાસની દુઃખસૃષ્ટિ જોઇ, એ દોઝખનો નાશ ન કરે ત્યાં સુધી ન બુઝાય એવો પ્રલયકારી આતશ સળગ્યો. સત્તર અઢાર વર્ષનો એ જુવાન, બાપની નાની જાગીરની આવક ઉપર સુખચેનની જીન્દગી ગાળવાની નિર્વીર્ય વાસના ઉપર ધિક્કાર વરસાવવા માંડ્યો : અને પોતાના જેવી આગથી સળગતા સાથીઓ શોધી દુષ્ટોનું દમન કરવા અધીરો બન્યો. જીજાબાઇએ શરૂ કરેલું શિક્ષણ કોંડદેવે પુરૂં કર્યું. હિન્દુત્વના રક્ષણહાર બનવાની તાલાવેલીએ ગાંડા બનેલા એ જુવાને પોતાનો ઘોડો, તલવાર અને માવળ સૈનિકોનું દળ લઇને કેસરીયાં કરવા નીકળી પડવાની તૈયારીઓ માંડી.

(૪)

શિવનો શિક્ષણ-કાળ પુરો થયો. જીન્દગીના ખડબચડા માર્ગ ઉપર ઘોડો કુદાવવાની તેણે તાલીમ લઇ લીધી. અને શિવની તાલીમ એટલે ? શિવના ઇતિહાસકારો કહે છે કે શિવને બીલકુલ અક્ષરજ્ઞાન નહોતું. ઇતિહાસમાં પોતા જેવી કારકીર્દી નોંધાવી

જનારા પુરૂષોની જેમ શિવને લખતાં વાંચતાં બિલ્કુલ ન આવડતું. ત્યારે શિવે કઈ તાલીમ લીધી? શિવે બહાદુર લડવૈયાની તાલીમ લીધી. ઘોડેસ્વારીમાં અને તીરંદાજીમાં, તલવારની પટ્ટાબાજી ખેલવામાં અને યુદ્ધના વ્યૂહો ગોઠવવામાં, વીર સૈનિક અને કુશળ સેનાપતિની કળામાં, શિવ અજોડ બન્યો. મહાભારત અને રામાયણનાં એ વીર કાવ્યોનાં અનંત શ્રવણથી, ધર્મયુદ્ધનાં અને ધર્મને કાજ આત્મસમર્પણનાં શૌર્ય-પ્રેરક દૃષ્ટાંતોથી, યુદ્ધકળાનાં અને રાજધર્મનાં અવિરત અભ્યાસથી, તેણે તેના યુવાન હૃદયને બરાબર રંગી નાખ્યું. શિવ કર્મવીર બન્યો.

શિવે કર્મની આરાધનાને માટે યોગ્ય ક્ષેત્ર અને લાયક સાથીઓ શોધવા માંડ્યા. તેની નજર પશ્ચિમ ઘાટના ડુંગરાઓ ઉપર ઠરી. એ મુલક અને એ મુલકના વાસીઓ તેણે તેના કાર્યની આરંભભૂમિ તરીકે સ્વીકાર્યા. એ માવળ દેશના માવળ લોકોમાંથી શિવે પોતાના પહેલા સિપાઇઓ, પોતાના જીવનભરના સાથીઓ અને માથું કાપી આપીને સ્વામીભક્તિ સિદ્ધ કરનારા સેવકો મેળવ્યા. માવળો મુખ્યત્વે પશ્ચિમ ઘાટ અને અરબ્બી સમુદ્ર વચ્ચેના કોકણ નામે ઓળખાતા મુલકમાં વસતા—આજે યે એ કોમ ત્યાં વસે છે. કોકણની આખી પટ્ટી પહાડો અને જંગલોથી છવાયેલી હોવાથી, માવળો બહુ ગરીબ, અજડ અને જંગલી હાલતમાં જીવતા. પણ, એ છતાં, પહાડોમાં રહેઠાણ હોવાને કારણે અને પશ્ચિમ ઘાટની અભેદ્ય કિલ્લેબંદી ભેદીને કોઇ મોગલ શહેનશાહ કે મુસ્લીમ સરદાર તેમના સ્વાધીન આત્મા

ઉપર જંજીરો ન પહેરાવી શકયો હોવાને કારણે, માવળો તેમની ચીંથરેહાલ દશામાં પણ, વીર કોમને શોભા આપે એવું જુનું ખમીર જાળવી રહ્યા હતા. તેમનામાં સ્વાશ્રય અને સાહસ, હીમ્મત અને ખંત, સાદાઇ અને તોછડાઇ લાગે તેવી સ્પષ્ટવકતૃતા, માણસ માણસ વચ્ચેની સમાનતા અને ગરીબાઈમાં પણ ગૌરવભરી મગરૂબી—એ બધા મનુષ્યત્વ અર્પનારા ગુણો બરાબર ઝળકી રહ્યા હતા. એવી એ પાણીદાર મરાઠા કોમને કબજે લેવા શિવે પ્રથમ એ માવળોના સરદાર યેસાજી કંક, તાનાજી મલસુરે, બાજી ફલસકર વગેરેને મિત્રો બનાવ્યા; અને પછી તેમની મારફત માવળોનું દળ જમા કરી તેમને લશ્કરી તાલીમ આપવા માંડી.

(૫)

મહારાષ્ટ્રના એ આખા મુલકની કેડીએ કેડી અને માર્ગે માર્ગના ભોમીઆ માવળ સૈનિકો સાથે શિવે સિંહાદ્રિની ગિરિમાળાના ડુંગરાઓ ઉપર અને જંગલોમાં અવિશ્રાંત ભટકવા માંડયું: તેણે એ આખા દેશના કિલ્લાઓ, ગામો અને લોકોની જાત–માહિતી મેળવવા માંડી. શિવ જેમ જેમ તેની જન્મભૂમિનાં અસંખ્ય ગામગામડાંઓમાં ભટકતો ગયો અને માતૃભૂમિની અને દેશબંધુઓની દુર્દશા સગી આંખે નિરખતો ગયો, તેમ તેમ મુસ્લીમ સત્તાધીશોને હાથે ગરીબ હિન્દુ જનતા ઉપર ગુજરતા સીતમોના જાત–અનુભવે તેની આંખોમાંથી લોહી ઝરવા માંડયું. શિવનો સમકાલીન તેનો એક પોર્ટુગીઝ જીવનકથાકાર કહે છે તેમ, “આસપાસની ભૂમિની દુર્દશા જોઈ, શિવનું

સ્મિત એકાએક અદૃશ્ય થઈ જતું અને તેના ચહેરા ઉપર ઘેરો શોક છવાઈ જતો. તેના સાથીઓમાંથી કોઈ તેને આ એકાએક પલટાનું કારણ પૂછવાની હિમ્મત કરતું, ત્યારે શિવ ચુપ બેસી રહેતો. તે પાસે બેહાન-મેદાન ઉભેલા હિન્દુ દેવાલયો તરફ મુંગો મુંગો આંગળી ચીંધતો અને પાછો ઉંડા વિચારમાં ગરકાવ બની જતો. પછી એકાએક વિચારનિદ્રામાંથી જાગી તે એકદમ હાકોટો પાડતો: 'ઓ મારા સાથીઓ, જીન્દગીભર મારો સાથ ન છોડવાનું તમે મને વચન આપો. હું મારૂં જીવન ધર્મને ચરણે ધરી દેવાનો તમને આજથી કોલ આપું છું.' ફરીવાર શિવ ઘોડા ઉપર ચડતો અને ભવાનીની જય બોલાવતા માવળ સિપાઈઓની સાથે પાછો ડુંગરાઓમાં ભટકવા નીકળી પડતો."

સત્તરમી સદીના પ્રારંભમાં, કોઈની કલ્પનામાં પણ ન સંભવી શકે એવી ઉન્નત ભાવનામસ્તી અનુભવતા શિવે પોતાને માટે મુગલાઈ સામે બ્હારવટાની જીન્દગી નક્કી કરી. તેણે સ્વાધીનતાની તપશ્ચર્યામાં વધારે સુખ જોયું; અને એ રણશીંગડું ફુંકવા લાગ શોધવા માંડ્યો. પણ શિવની આ વૃત્તિઓ કોંડદેવને ન ગમી: તેણે શિવને એ માર્ગેથી વાળવા અને વ્યવહારૂ જીવન ગાળી બને તેટલું લોકકલ્યાણ કરવાને પંથે ચડાવવા ખૂબ પ્રયત્ન કર્યો. ભાવીનો ગહન સંદેશો ઉકેલતા શિવે એ સલાહ ન સ્વીકારી. તેણે તો સાહસ અને સ્વાતંત્ર્ય-સાધનાનું જ જીવન પસંદ કર્યું. શિવે આખરે ૧૬૪૬માં માતા જીજાબાઈની આશિષ મેળવીને સ્વાધી-નતાના ભેરીનાદથી આખા મહારાષ્ટ્રને ગજાવી મૂક્યું.

# બ્હારવટીયો શિવરાજ

## (૧)

સને ૧૬૪૬નું વર્ષ દક્ષિણના ઇતિહાસમાં અનેક રીતે યાદગાર રહી જાય તેવું છે. એ વર્ષમાં ત્રણ મહત્ત્વની ઘટનાઓ બની. એક, વિજાપુરના મહમ્મદ આદિલશાહ બિમાર પડ્યા—એટલા બિમાર પડ્યા કે પથારીવશ બની ગયા અને વિજાપુરમાં સત્તા માટે મોટી ખટપટો શરૂ થઇ. બીજું, આ વર્ષમાં—પોતાના મૃત્યુ પહેલાનાં આ વર્ષમાં દાદાજી કોંડદેવે પુનાની જાગીરની લગામ ૧૯ વર્ષના શિવના હાથમાં મૂકી અને શિવ કેવો કારભાર કરે છે તે પોતે દૂર ઉભા રહીને જોવા માંડ્યું. ત્રીજું, આમ એક તરફથી વિજાપુરમાં સોયના મ્હોંમાંથી હાથીઓ ચાલ્યા જતા હોવાથી અને બીજી તરફથી પોતાના હાથમાં સત્તા આપવાથી શિવે પોતાનો સત્તા—પ્રદેશ વધારવાનું શરૂ કર્યું. શિવે સ્વરાજ્ય—સ્થાપનાનો આરંભ કર્યો.

સૌથી પ્રથમ શિવે પોતાના સરદાર બાજી ફલસકર, યેસાજી કંક અને તાનાજી માલસુરેને માવળ લડવૈયાઓના કટક સાથે તોરણા ઉપર મોકલ્યા, અને એ કિલ્લાના રખેવાળને ગભરાવી, એક પણ સિપાઇના મૃત્યુ કે કશી યે મારામારી વિના, એ હાથ કર્યો. તોરણામાંથી શિવને બે લાખ હોન, ( એટલે દશ લાખ રૂપિયા ) નો ખજાનો મળ્યો. શિવે એ કિલ્લાને નવું નામ આપી તેને પ્રચંડગઢ કહેવા માંડયું. પછી, તોરણાથી પાંચ જ માઇલ ઉપર, ઉગમણી દિશામાં, રાજગઢ નામનો નવો કિલ્લો બાંધ્યો. શિવના આ આક્રમણની ફરિયાદ વિજાપુર પહોંચી. પણ શિવે વિજાપુરના ઉમરાવોને હાથ કરી લઇ, આગળથી જ પોતાનો પક્ષ મજબુત કરી રાખેલો; તેમ શાહજીએ પણ કંઇ સાચા ખોટા ખુલાસાઓ કરી, વાતને પતાવી દીધી. એટલે શિવના આ 'ગુન્હા'ની આદિલશાહની કચેરીમાં બહુ નોંધ ન લેવાઇ. શિવ આ બધા 'રાજરંગો' જોઇને મનમાં હસ્યો. તેણે, જ્યાં સુધી ચાલે ત્યાં સુધી, વિજાપુરને પોતાની યોજનાનો ખ્યાલ આવવા દીધા વિના કિલ્લાઓ જીત્યે જવાનો વિચાર કર્યો. પણ ત્યાં તો શાહજીનો દાદાજી કોંડદેવ ઉપર કાગળ આવ્યો કે 'શિવને કબજામાં રાખો, આવી રંજાડ કરે એ ન ચાલે.' દાદાજીએ ફરીવાર શિવને શીખ આપી. શિવે ફરીવાર એ દુનિયાડાહ્યા પુરૂષનાં વચનોનો અસ્વીકાર કર્યો. દાદાજીએ શાહજીને એ સ્થિતિથી વાકેફ કર્યા. પણ શાહજીએ બીજી વાર કંઇ લખ્યું કર્યું નહીં, એટલે કોંડદેવે મૌન સેવવા માંડયું અને શિવે પોતાની વિજયપરમ્પરા ચાલુ રાખી. ત્યાં તો ૧૬૪૦માં કોંડદેવ અવસાન પામ્યા.

કોંડદેવના અવસાન વેળા વીશ વર્ષનો શિવ તેની જાગીરના કારભારની બધી જ જવાબદારીઓ સંભાળવા બરાબર તૈયાર થઇ ગયો હતો. શિવને યુધ્ધ ખેલતાં પણ આવડતું હતું અને રાજ્યનો કારભાર ચલાવતાં પણ આવડતું હતું. શિવને ન્યાય તોળતાં પણ આવડતું હતું. માતા જીજાબાઇએ અને ગુરૂ કોંડદેવે, છેલ્લાં પાંચ વર્ષો સુધી, શિવને દરેક કામમાં સાથે રાખી, તેને બરાબર પલોટ્યો હતો. એટલે, શિવે, પોતાની જાગીરનો કારભાર સંભાળતાં, પ્રથમ તો, શાણા રાજ-પુરૂષને શોભે એવી રીતે, આખા રાજતંત્રની પુનર્રચના આરંભી દીધી. તેણે પોતા તરફ અગાધ ભક્તિભાવ ધરાવતા અને સાથે સાથે રાજકાજમાં કુશળ એવા માણસોને જવાબદારીને પદે મૂક્યા.

પછી, શિવે શાહજીની આખી જાગીર–તેના છુટા છવાયા તમામ કિલ્લાઓ અને ગામો–એક સત્તા નીચે લાવવાની અને એક સંગઠિત રાજ્ય સ્થાપવાની શરૂઆત કરી. એ અર્થે, તેણે પ્રથમ સુપા સર કર્યું. સુપાનો વહિવટ શાહજીની નવી સ્ત્રી તુકાબાઈ મોહિ-તેના ભાઇ સંભાજી મોહિતેના હાથમાં હતો. સંભાજી મોહિતેએ શિવની આજ્ઞા માનવાની ના પાડતાં, શિવે એક દિવસે અચાનક તેના ઉપર છાપો માર્યો અને તેને કેદ કર્યો. સુપા સર કર્યા પછી, શિવે ચાકણના કિલ્લા ઉપર પોતાની આણ વર્તાવી. પછી બારામતી અને ઇન્દાપુરનાં થાણાં હાથ કર્યાં; અને બિજાપુરના રખેવાળ

પાસેથી કોંડાણાનો કિલ્લો કળથી પડાવી લીધો. પુનાથી ૧૯ માઇલ ઉપર આવેલા વિજાપુરના પુરન્દર નામના કિલ્લા ઉપર પણ શિવે સ્વરાજનો વાવટો ચડાવી દીધો. પછી રોહિરા, તિકોણા, લોહગઢ વગેરે વિશેષ કિલ્લાઓ પોતાની જાગીરમાં ઉમેરી દઇ, શિવે, બે વર્ષમાં તો, પુનાને ફરતી કિલ્લાઓની એક સુદૃઢ કતાર ખડી કરી દીધી.

શિવે પશ્ચિમ ઘાટના ડુંગરાઓ ઓળંગ્યા અને કોકણ સર કરવા તલવાર ખેંચી. તેણે માહુલી, કલ્યાણ, સુરગઢ, વીરવાડી, તાલા, ઘોંસલગઢ, રાયગઢ વગેરે કિલ્લાઓ અને ગામો, એક પછી એક, એકદમ ઝડપથી કબજે લઇ લીધાં. થોડા માસમાં તો આખા ઉત્તર કોકણ ઉપર પોતાની આણ વર્તાવી અને પોતાનો સુબો મૂકી, શિવ પાછો પણ ફર્યો.

( ૩ )

શિવે પુના પહોંચી હજી જરા શ્વાસ ન ઉતાર્યો, ત્યાં તો તેને ચોંકાવનારા ખબર મળ્યા કે તેનાં આ બધાં આક્રમણોથી ગુસ્સે થઇ વિજાપુરના મુખ્ય સેનાપતિ મુસ્તફાખાને, આદિલશાહની આજ્ઞાથી, શાહજીને કેદ કર્યા છે અને તેની બધી મિલ્કત જપ્ત કરી છે. શિવને થોડા દિવસ પછી, વિશેષ ચોંકાવનારા સમાચાર આવ્યા કે શાહજીને બેડીઓ પહેરાવી વિજાપુર લાવ્યા છે અને જો શિવ તેનું આ બ્હારવટું બંધ ન કરે અને વિજાપુરની કચેરીમાં હાજર ન થાય તો શાહજી ફરતી દીવાલો ચણી તેને જીવતા દફનાવી દેવામાં આવશે. વળી થોડા દિવસ પછી ત્રીજીવાર માઠા સમાચાર આવ્યા કે શાહજી

ફરતી દિવાલો ચણવાનું કામ શરૂ થઇ ગયું છે. શિવ ખુબ મુંઝાયો. તેનાથી વિજાપુરની તાબેદારી સ્વીકારાય નહીં અને એ રીતે, તેની આખી સ્વરાજ્યની યોજના ઉપર પાણી ફેરવાય નહીં: અને બીજી તરફથી પિતાને આવી દશામાં મરવા પણ દેવાય નહીં.

શિવે આખરે, ખુબ વિચારને અંતે માર્ગ શોધી કાઢ્યો. તેણે મોગલ શહેનશાહનું રક્ષણ માગવાનું નક્કી કર્યું. તેણે જોયું કે આદિલ શાહ પાસે કોઇ ધાર્યું કરાવી શકે તો તે મોગલ શહેનશાહ જ. અને વિજાપુર અને દિલ્હી વચ્ચે બહુ બનાવ ન હોવાથી પોતાની વિનતિનો તરત જ સ્વીકાર થવાની પણ શિવને આશા પડી. એટલે શિવે શાહજાદા મુરાદબક્ષને પત્ર લખ્યો, અને તેના દ્વારા શહેનશાહ શાહજહાંને વિનતિ ગુજારી કે ‘મારા પિતાને વિજાપુરની સરકાર મારી નાખવાનો મનસુબો કરી રહી છે. તેમને ગમે તેમ કરીને મુક્તિ અપાવો. એ બદલ હું આપની નોકરી સ્વીકારવા તૈયાર છું.’ શિવના ઇતિહાસકારોની એક ટુકડી કહે છે કે શિવના એ પત્રથી શાહજહાંએ આદિલશાહ ઉપર દબાણ કર્યું અને શાહજી છુટો થયો: ત્યારે ઇતિહાસકારોનું બીજું જુથ કહે છે કે શાહજહાં તો વચ્ચે ન પડ્યો, પણ વિજાપુરના બે ઉમરાવોના પ્રયત્નથી શાહજીનો અમુક શરતોએ છુટકારો થયો. એ શરતો મુજબ શિવને ૧૬૪૮થી ૧૬૫૫ સુધીનાં છ વર્ષ સુધી શાન્ત રહેવું પડ્યું. એ છ વર્ષો શિવથી ન તો વિજાપુરના મુલક ઉપર ચઢાઇ કરી શકાઇ, કે ન તો મુગલાઇ સામે બળવો માંડી શકાયો. શિવે એ છ વર્ષ પોતે જીતેલા મુલકમાં સુવ્યવસ્થિત

તંત્ર સ્થાપવામાં અને બીજા વહિવટવિષયક સુધારાઓ કરવામાં વિતાવ્યાં.

૧૬૫૫માં શિવે ફરી વાર તેની તલવાર મ્યાન બહાર કાઢી; અને તેના માર્ગમાં આડખીલી રૂપ થઈ પડેલા જાવલી ગામને જીતવા કૂચ કરી. જાવલીના સુબાનું યુક્તિપ્રયુક્તિથી મરણ નીપજાવી, શિવે આખું જાવલી સંસ્થાન કબજે કર્યું. અને જાવલી હાથ આવતાં, દક્ષિણ કોંકણ અને કોલ્હાપુર ઉપર પોતાની વિજયનોબત વગાડવા શિવને માટે દ્વાર ખુલ્લાં થયાં, એટલું જ નહીં પણ જાવલીમાં તેને અઢળક ખજાનો હાથ લાગ્યો અને કસાયેલા હજારો માવળ સિપાઇઓ મળ્યા. જાવલી જીત્યા પછી શિવે જાવલીથી બે માઇલ ઉપર પ્રતાપગઢ નામનો નવો કિલ્લો બાંધ્યો અને ત્યાં માતા ભવાનીની મૂર્તિની સ્થાપના કરી. પછી આગળ વધતાં અર્ધો રત્નાગીરી જીલ્લો જીતી લીધો.

આમ તોરણના કિલ્લાની પ્રાપ્તિથી શરૂ થતી શિવની વિજયપરમ્પરાએ, એક દશકામાં તો–૧૬૫૬ના આરંભ સુધીમાં તો–તેનું રાજ્ય કેટલું ય વધારી દીધું. શિવના સત્તાપ્રદેશના સીમાડાઓ દક્ષિણમાં ઠેઠ રત્નાગિરિ અને કોલાબા સુધી પહોંચવા લાગ્યા. આખા કોકણ ઉપર શિવની આણ ફરવા લાગી. નાના મોટા અને નવા જુના મળી ૪૦ કિલ્લાઓ ઉપર શિવની પતાકા ફરફરવા લાગી. શિવનું સૈન્યબળ પણ ખુબ વધી ગયું. દશ હજાર ઘોડેસવારનું હયદળ અને વીશ હજાર માવળ સૈનિકોનું પાયદળ શિવની આજ્ઞા ઝીલવા તૈયાર રહેવા લાગ્યાં.

(૪)

આજ સુધી શિવે મોગલ શહેનશાહના મુલકને પોતાના હલ્લાઓમાંથી બહુ જ કાળજીપૂર્વક બાદ રાખ્યો હતો. શિવ સમજતો હતો કે તેની સત્તા હજી જામતી જતી હતી. એ સમયે મોગલ શહેનશાહને અને વિજાપુરના આદિલશાહને–બન્નેને એક સાથે ઉશ્કેરવામાં ડહાપણ નથી. પણ, ૧૬૫૬માં મહમ્મદ આદિલશાહના મૃત્યુ પછી, શિવે મોગલ શહેનશાહતના મુલક ઉપર પણ ચડાઈ કરવા માંડી. ત્યાં તો, વિજાપુરના સત્તાધીશોએ ગમે તે ભોગે શિવને પરાજય આપવાની–તેને કેદ પકડવાની કે તેનો જાન લેવાની–તૈયારીઓ માંડેલી જોઈ, શિવે ફરીવાર મોગલો સાથે દોસ્તી બાંધી. દરમ્યાન વિજાપુરની કચેરીમાં શિવને નમાવવાનું બીડું ફર્યું. અબ્દુલ ભિતારી અફઝલખાન નામના એક ઉમરાવે તે બીડું સ્વીકાર્યું.

અફઝલખાને શિવની સાથે દોસ્તીનો ડંભ કરી, તેને જાળમાં ખેંચી, કોઈ કરામતથી તેને કેદ પકડવાનો અથવા મારી નાખવાનો મનોરથ કર્યો. એ સંકલ્પથી તેણે પુના તરફ કૂચ માંડી. માર્ગમાં તુલજાપુરમાં શિવની કુળદેવી ભવાની માતાની મૂર્તિ તેણે ભંગાવી અને તેને ચક્કીમાં પીસાવી તેનાં રજકણે રજકણ જુદાં કરી નાખ્યાં. આવી રીતે મૂર્તિઓ ભાંગતો અને મંદિરો તોડતો અફઝલખાન આગળ વધતો હતો તે જોઈ, શિવે તેનો સામનો કરવા સામાં પગલાં માંડ્યાં. તેણે પ્રતાપગઢ આવી ત્યાં મુકામ નાખ્યો. અફઝલ

પણ માણિકેશ્વર અને પંઢરપુર મહાદેવમાં હિન્દુઓ ઉપર અત્યાચાર ગુજારતો પ્રતાપગઢ પહોંચ્યો. ત્યાં કિલ્લાની તળેટીમાં પાર ગામે તંબુ તાણ્યા. શિવ અફઝલ વચ્ચે સન્દેશાઓ ચાલ્યા. રાજકારણની શેતરંજના બન્ને કુશળ ખેલાડીઓએ એક બીજાને ફસાવવા ખૂબ જાળો પાથરી અને દૂતો દ્વારા અત્યંત મીઠા સંદેશાઓ આપ્યા લીધા.

શિવે જોયું કે તેના જીવનમાં આ કટોકટીની ઘડી છે–એ હાર જીત ઉપર તેની ભાવી સફળતા નિષ્ફળતા નક્કી થવાનાં છે. શિવે પોતાના મંત્રીઓ સાથે મંત્રણા કરી, માતા જીજાબાઇની આશિષ લીધી: ભવાની માતાની સહાય માગી: અને આખરે અફઝલને અફઝલના શસ્ત્રોથી રોળવાનો નિરધાર કર્યો. આખરે અફઝલ અને શિવની મુલાકાત નક્કી થઇ.

શિવે અફઝલના સન્દેહ વાહક પાસેથી જ જાણી લીધું કે એ મુસલમાન સરદાર તેના ઉપર હલ્લો કરવા માગે છે. એટલે શિવે પણ તેનાથી સવાયા ઉતરવાની તૈયારી કરી. તેણે પોતાના મૃત્યુના કિસ્સામાં પાછળથી રાજ્ય કેમ ચલાવવું અને સ્વસ્વજનવિસ્તારનું ધ્યેય કેમ સિદ્ધ કરવું, એ સંબંધમાં તેના સરદારોને ઝીણામાં ઝીણી સૂચનાઓ આપી: અને પછી અફઝલને મ્હાત કરવાનો વ્યૂહ રચવા માંડયો. શિવે પોતે અફઝલથી બહુ ડરે છે એવો દેખાવ કરી, અફઝલને પ્રતાપગઢ ઉપર મુલાકાત આપવા આવવા વિનતિ કરી. શિવની એ વિનતિથી કુલાઇ મુસ્લીમ સરદારે એ

માગણી સ્વીકારી. શિવે પ્રતાપગઢના ઢાંચામાં ઉંચા શિખર ઉપર અફઝલનો સત્કાર કરવા, જરીનો શમીયાણો રચ્યો. પોતે, ઉપરના સાદા પોશાકની નીચે સુદૃઢ બખ્તર પહેર્યું. પ્રતાપગઢની તળેટીમાં, ઝાડીની પાછળ, પોતાના માવળા સિપાઈઓને સંતાડ્યા. અને પછી અફઝલને આવકાર આપવા તૈયાર થઈને બેઠો.

અફઝલ, ગજરાજની માફક ઝુલતો ઝુલતો શમીયાણામાં આવ્યો અને આસન લીધું. અફઝલની કમરે તલવાર લટકતી હતી. તેની પાસે તેના ચાર ખાસ સુભટો ઉભા હતા.

પાદશાહની તાબેદારી સ્વીકારવા કોઈ બ્હારવટીઓ આવતો હોય તેમ શિવે નિઃશસ્ત્ર દશામાં શમીયાણામાં પ્રવેશ કર્યો. અફઝલના સિંહાસનનાં પગથીયાં ચડી, તેને નમન કર્યું. અફઝલ ઉભો થયો અને શિવને ભેટવા બન્ને બાહુઓ પ્રસાર્યા. કશું જ જાણુતો ન હોય તેમ શિવ એ બાહુઓમાં ભીડાયો.

તત્કાળ અફઝલે શિવને ભીંસ દીધી, પડખેથી તલવાર કાઢી અને શિવના માથામાં ઝીંકી. શિવ તો એવા અણુધાર્યા અને દગાખોર હલ્લા માટે તૈયાર થઈને જ આવ્યો હતો. લોખંડી ટોપણી દંકાયેલા શિવના માથા સાથે પછડાઈ તલવાર પાછી ફરી. અને ત્યાં તો શિવે સાવધાન બની, અફઝલની ભીંસમાંથી તેની એક ભુજા છોડાવી લીધી અને હાથના પંજા ઉપર પહેરેલા વાઘનખ અફઝલના પેટમાં ભરાવી તેનાં આંતરડાં બહાર કાઢી નાંખ્યાં.

પછી તો શિવ આંચકો મારી અફઝલની ભીંસમાંથી સાવ છુટી ગયો અને પોતાના માણુસો તરફ દોડયો. ઝપાઝપી મચી. શિવના સરદારોએ અફઝલનું માથું કાપી શિવની પાસે મૂકયું. 'અફઝલ મરાયો'ના પોકારથી શિવની છાવણી ગાજી રહી. વિજયી શિવ–સૈન્યે મુસ્લીમો ઉપર હલ્લો કર્યો. મુસ્લીમો ન્હાસ્યા. ન્હાસતાં ન્હાસતાં ૩૦૦૦ મરાયા. ૬૫ હાથી, ૧૦૦૦ ઘોડાઓ, ૧૨૦૦ ઉંટ, અને દશ લાખ રૂપીયાનો ખજાનો શિવના હાથમાં આવ્યો. અફઝલના બે દિકરાઓ, તેના બે સરદારો, તેની બેગમો અને બાળકો કેદ પકડાયાં. શિવે બેગમો અને બાળકોને તત્કાળ છોડી મૂકયાં, અને તેમને વિજાપુર પહોંચાડયાં.

અફઝલની આ હારથી વિજાપુરની રહી સહી આબરૂ પણુ સાફ થઇ ગઇ; અને મરાઠાઓની, નવી ઉદય પામતી અતિ જોરાવર સત્તા તરીકે, સારા હિન્દુસ્થાનમાં પ્રતિષ્ઠા પ્રસરી ગઇ. આ પ્રસંગને મહારાષ્ટ્રના ઇતિહાસમાં અનેરૂં સ્થાન છે. મરાઠાઓ તે દિવસને પોતાની સ્વાતંત્ર્યસ્થાપનાના સુવર્ણુદિન તરીકે લેખે છે.

આ વિજયથી હરખાતા અને ગર્વમાં મસ્તક ઉછાળતા મરાઠા લડવૈયાઓએ દક્ષિણુ કોંકણુમાં કૂચ કરી, પન્હાલાનો દુર્ગ સર કર્યો, વિજાપુરી લશ્કરને બીજી હાર આપી, અને બીજા અનેક નવા વિજયો મેળવ્યા.

શિવનો આ વિજય, તાજા જ મયુરાસન ઉપર ચડેલા ઔરંગઝેબથી ન સહાયો. તેને ભીતિ લાગી કે એ બળવાખોર કદિક મોગલ મુલક ઉપર પણ હાથ નાંખશે. એટલે એણે શિવને દાબી દેવા પોતાના સરદાર સાહિસ્તખાનને દક્ષિણમાં મોકલ્યો.

સાહિસ્તખાને, ૧૬૬૦ના આરંભમાં દક્ષિણમાં આવી, શિવ ઉપર આક્રમણ શરૂ કર્યું : અને બીજી તરફથી વિજાપુરનાં લશ્કર હલ્લો માંડે એવી ગોઠવણ કરી. લાગલગાટ ત્રણ વર્ષ સુધી લડાઈ ચાલી. શિવ કિલ્લાઓ ગુમાવતો અને પાછા મેળવતો.

સાહિસ્તખાન પોતાની ફત્તેહો થતી જોઇ હરખાતો. તેણે ૧૬૬૦ના મે માસથી, પુના જીતી લઇ, પુનામાં નિવાસ કરેલો અને ત્યાંથી ફરમાનો છોડી માણસો દ્વારા શિવની સાથે ઝપાઝપીઓ માંડેલી. પછી ત્રણ વર્ષના ગાળામાં શિવને થાકેલો જોઈ સાહિસ્તખાન પણ આરામ તરફ વળ્યો. તેણે પુનામાં પોતાની બેગમો સાથે ખૂબ સુખચેનમાં રહેવા માંડયું. તેની એ ગાફેલીયતનો શિવે બરાબર લાભ લીધો. શિવે એક ઘાટ ઘડ્યો—એ ઘાટના ઘડતરમાં રહેલી હોંશિયારી માટે અને તેના અમલમાં જોઇતી સાહસિકતા માટે ઇતિહાસમાં યાદગાર રહી જાય એવો.

શિવે એક રાતે એકાએક એ મોગલ સરદારના મહેલમાં પહોંચી, તેના શયનગૃહમાં પ્રવેશી, તેના દૈહ-

રક્ષકો અને દાસીઓનું કુંડાળું ભેદી, બેગમ સાથે પલંગમાં પોઢેલા સાહિસ્તખાનની છાતી ઉપર તલવાર ધરી અને એક ઝાટકાથી તેની જાંઘ વાઢી નાખી. શિવનો આ હલ્લો સફળ થતો જોઇ, તેની સાથે આવેલા તેના ચુનંદા ચારસો સાથીઓએ મહેલમાં મુંગા મુંગા કત્લ ચલાવી. પછી તો ખૂબ કોલાહલ મચ્યો. મુસલમાન સિપાઇઓ જાગી ઉઠ્યા. સાહિસ્તની સહાયે દોડ્યા. રમખાણ મચ્યું. સાહિસ્તનો પુત્ર મરાયો. બીજા મુસલમાન સરદારો કપાયા. દરમ્યાન, મુસલમાન લશ્કરને તૈયાર થયેલું જોઈ, અને પોતાની શોધ ચાલતી દેખી, શિવ અજબ કળાપૂર્વક લશ્કર વચ્ચે થઇને અદૃશ્ય થઇ ગયો.

આ હલ્લામાં શિવે ૭ સૈનિકો ગુમાવ્યા, ત્યારે મુસલમાનોના પક્ષે સાહિસ્તખાન ઘવાયો, અને તેનો પુત્ર, તેની ૬ બેગમો, તેનો મુખ્ય સરદાર અને તેના ૪૦ દેહરક્ષકો—એટલા મરાયા; ઉપરાંત સાહિસ્તખાનના બીજા બે પુત્રો અને આઠ સ્ત્રીઓ ઘાયલ બની. શિવની આ જીતનો દિવસ એ ૧૬૬૩ના એપ્રીલની ૫મી તારીખની રાત્રિ. પછી તો સાહિસ્તખાન, શોક અને શરમમાં માથું નીચું નાખી, વધારે સલામતી અર્થે, તરત જ ઔરંગાબાદ સીધાવ્યો. પાછળથી, તેની આ નામોશીના વર્તમાન બાદશાહ ઔરંગઝેબને પહોંચતાં તેણે સાહિસ્તખાનને દક્ષિણમાંથી પાછો બોલાવી લીધો.

સાહિસ્તખાન ૧૬૬૪ના જાન્યુઆરીમાં પાછો ફરતો હતો, ત્યાં તો શિવે ગુજરાતમાં પહોંચી, સુરત ઉપર

છાપો મારી, ફરીવાર મોગલોની આબરૂ પાડી. સુરતમાં, સુરતના સુબા ઈનાયતખાને શિવનો જાન લેવા પ્રયાસ કરી જોયો: પણ શિવ તેને પણ પૂરો પડ્યો.

પછી, ૧૬૬૫માં દક્ષિણની સુબાગીરી કરવા અને શિવ પાસે મોગલ શહેનશાહની આણ મનાવવા જયસિંહ આવ્યો ત્યાં સુધી, શિવે મોગલોના ઉપર હલ્લાઓ કરી, મોગલોને ત્રાહિ ત્રાહિ પોકરાવી મૂકયા. દક્ષિણમાં ઠેર ઠેર શિવરાજનો જય ગવાવા લાગ્યો. શિવને પોતાનું જીવનકાર્ય સિદ્ધ થતું દેખાયું.

(૬)

સાહિત્યખાનના પરાજયથી અને પછી તો, સુરતનું સત્યાનાશ નીકળ્યાથી, ઔરંગઝેબના રોષનો પાર રહ્યો નહીં. તેણે એ 'લુટારા'ને જબ્બે કરવા જયસિંહ અને મીરજા રાજાને મોટા લશ્કર સાથે દક્ષિણમાં રવાના કર્યા. જયસિંહે બહુ જ કુશળતાથી યુદ્ધના વ્યૂહ રચ્યા અને શિવને ખૂબ હંફાવ્યો.

જયસિંહની કુશળતા અને તેની સમૃદ્ધ સૈન્ય-સામગ્રી પાસે શિવની કારી ન ફાવી. આખરે શિવને, સમય વર્તી, જયસિંહ સાથે પુરન્દર મુકામે સુલેહ કરવી પડી. એ સુલેહ-ખતને આધારે શિવને તેના ૨૩ કિલ્લાઓ મોગલ શહેનશાહને આપવા પડ્યા અને શહેનશાહની નોકરી સ્વીકારવાની કબુલાત આપવી પડી.

પછી તો શિવે મોગલોને વિજાપુર સાથેની લડાઈઓમાં પણ મદદ આપવા માંડી. પણ જયસિંહને

એમ લાગ્યું કે શિવ વખતે મોગલ સૈન્યોને ઉંધે માર્ગે દોરશે, એટલે તેણે શિવને બાદશાહ ઔરંગઝેબને મળવા આગ્રા મોકલવાની યોજના ઘડી કાઢી. શિવ ઔરંગઝેબ પાસે જવાને લગીરે ખુશી ન્હોતો. પણ જયસિંહના ખૂબ આગ્રહને તે ન નકારી શકયો. શિવને મુસલમાન શહેનશાહ પાસે માથું નમાવવું બીલ્કુલ પસંદ ન્હોતું: પણ આખરે જયસિંહે ખુદ ઔરંગઝેબના આગ્રહના ખરીતાઓ બતાવવાથી, શિવ ૧૬૬૬ના માર્ચ માસમાં, પોતાના વડા પુત્ર સંભાજી, સાત મુખ્ય સરદારો અને ૪૦૦૦ સૈનિકો લઈ, આગ્રા જવા ઉપડયો.

શિવ મેની ૯મી તારીખે આગ્રા પહોંચ્યો. શિવને આગ્રામાં પ્રવેશ કરતો જોવા—દક્ષિણના એ નરવ્યાઘ્રને નિરખવા—ઔરંગઝેબના જનાનખાનાની બેગમો અને શાહજાદીઓ, આકાશ-સ્પર્શતી મ્હેલાતોની અટારીઓમાં ગોઠવાઇ ગઈ હતી. રસ્તા ઉપર માણસો ટોળે મળ્યાં હતાં. એ સત્કાર સ્વીકારતો શિવ પોતાને ઉતારે પહોંચ્યો.

પછી ૧૧મી મેનો દિવસ શિવ—ઔરંગઝેબની મુલાકાત માટે નક્કી થયો. તે દિવસે, નિયત સમયે, શિવે ઔરંગઝેબના દરબારમાં પ્રવેશ કર્યો, સિંહાસન પાસે જઈ મસ્તક નમાવ્યું અને નજરાણું ધર્યું. ઔરંગઝેબે શિવની સલામો બાદશાહી ગૌરવપૂર્વક સ્વીકારી અને ઈશારતથી શિવને સાધારણ દરજ્જાના સરદારો સાથે ઉભા રહેવાની આજ્ઞા કરી. શિવે એ જોયું. દક્ષિણના

નરશાહીલની આંખો ફાટી ગઈ. ઔરંગઝેબ તેને પોતાના અતિથિ તરીકે નિમંત્રી, આવી રીતે અપમાને એ તેનાથી સહાયું નહીં. શિવે છલંગ મારી. કમરેથી તલવાર ખેંચી. દરબારમાં ગભરામણ થઈ પડી. ઔરંગઝેબના માણસો, હોશિયારીપૂર્વક શિવને બાંધી, તેને ઉતારે લઈ ગયા. પાછળથી શિવે જાણ્યું કે તે ઔરંગઝેબના કારાગારમાં છે.

(૭)

ઔરંગઝેબે પોતાને આપેલા આવા જાહેર અપમાનથી શિવે જીંદગીમાં કદિ ન અનુભવેલી એવી નાનપ અને શરમ અનુભવી. તે રોમ રોમ ક્રોધથી સળગી ઉઠ્યો. ઔરંગઝેબનું કારાગાર તોડી, ફરીવાર પોતાના પહાડી નિવાસમાં પહોંચી, ફરીવાર મોગલાઇ સામે અમણા જોરથી ખાંડાં ખણખણાવવા શિવે દાંત ભીંસ્યા.

શિવ, આ દરબારના પ્રસંગ પછી, કેટલાય દિવસ સુધી ઉંડા વિચારમાં ડુબી ગયો. દિવસ અને રાત તેના મગજમાં એક જ ઘાટ ઘડાયા કરતો—પાંચ હજાર મોગલ સિપાઈઓના સખ્ત પહેરા વચ્ચે થઇને ન્હાસી છુટવાનો અને રાજકારણની શેતરંજમાં ઔરંગઝેબ કરતાં સવાયા ખેલાડી તરીકે તેના મદનું મર્દન કરવાનો ઘાટ. શિવે તેના સાથીઓની સાથે મંત્રણાઓ કરી, જેના વચન ઉપર આધાર રાખી પોતે આ જેલવાસ વેઠવાની સ્થિતિ આણી હતી તે જયસિંહના પુત્ર રામસિંહનું દિલ વાંચ્યું, પોતાની રક્ષણહારાં મહાશક્તિ મહામાતા ભવાનીનું સ્મરણ કર્યું, અને છેવટે પોતાના આત્મ-વિશ્વાસ

અને સાહસ-બળ ઉપર ગણતરીએ ગણી એક ઘાટ ઘડી કાઢ્યો. શિવે, આખરે, ઔરંગઝેબ અને તેના તમામ સરદારો મ્હોંમાં આંગળાં નાંખીને, હિંમ્મુઢ જેવા ઘડીભર જોઈ રહે એમ, એ ઘાટ પાર પણ ઉતાર્યો.

શિવે પ્રથમ ઔરંગઝેબ સાથે સન્દેશાઓ ચલાવ્યા : ગોવળકોંડા અને વિજાપુર મોગલાઈમાં ઉમેરી દેવાની લાલચ આપી. ઔરંગઝેબે એ 'મહેર' માટે શિવનો 'અહેશાન' માન્યો. શિવ પામી ગયો કે ઔરંગઝેબ કોઇ પણ હિસાબે તેને કારાગારમાંથી મુક્ત કરવા માગતો નથી. પણ શિવ એમ નિરાશ બને એવો કાપુરૂષ ન્હોતો. તેણે શેતરંજ ફરીવાર રમવા માંડી, નવો પાસો નાંખ્યો, નવી ચાલ ચાલી. શિવે પોતાની હારની, ઔરંગઝેબના સુબેદાર બનવાની પોતાની મહત્ત્વાકાંક્ષાની અને મોગલ શહેનશાહતના ' તાબેદાર નોકર ' તરીકે સુખમાં જીંદગી પુરી કરવાના પોતાના મનોરથની જાહેરાત કરવા માંડી. ઔરંગઝેબના વડા વજીરને પોતાની એ મુરાદથી વાકેફ કર્યા. ઔરંગઝેબ સાથે ખાનગી મુલાકાત માંગી. પણ, દશ હજાર માણસોની મધ્યમાં અફઝલખાન જેવા સરદારની કત્લ કરનાર અને સાહિસ્તખાનને તેના મહેલમાં પહોંચી પૂરો કરનાર શિવને, ઔરંગઝેબ ખાનગી મુલાકાત કેમ આપે ? શિવની એ ચાલ પણ વ્યર્થ ગઇ.

હવે તો, શિવે પોતાનો છુટકારો સાધવા કંઈ નવો જ, કોઇની કલ્પનામાં પણ ન આવી શકે એવો માર્ગ શોધી કાઢવા રાતની નિદ્રા પરહરવા માંડી.

તેણે પ્રથમ પોતાની સાથેનું મરાઠા દળ પાછું મહારાજ મોકલી દીધું, અને પોતે ત્રણેક સાથીઓ સાથે એકલો રહ્યો. એથી, એક તરફથી ઓરંગઝેબને શાન્તિ થઇ કે હવે માત્ર ચાર મરાઠાઓની જ સંભાળ રાખવી રહી, અને બીજી તરફથી શિવને પણ ચાર માણસોનો છુટકારો મેળવવા પુરતી જ ચિન્તા રહી.

શિવે પોતાને આગ્રામાં હવાપાણી માફક નથી આવતાં અને પોતે બિમાર છે એવો દેખાવ કરવા માંડચો. શિવની બિમારી વધતી ચાલી. શિવે દેવદેવીઓની પૂજા કરાવવા માંડી અને બ્રાહ્મણોને પુષ્કળ દાન દેવા માંડયું. શિવે, જાણે પોતાનો અંતકાળ આવી પહોંચ્યો હોય તેમ, મોગલ સરદારોને અને બ્રાહ્મણ–પુરોહિતોને મીઠાઇના ટોપલાના ટોપલા મોકલવા માંડચા. શિવને ઉતારેથી હંમેશ, સવાર અને સાંજ, વળીમાં લટકાવેલા મિઠાઇના ટોપલાઓને કાંધે ઉંચકી જનારી મજુર–બેલડીઓની હારની હાર ચાલવા માંડી. પ્રથમ તો દરવાજે બધા ટોપલાઓ ચોકીદારો તપાસતા. ધીમે ધીમે તપાસ મોળી પડી. અને બીજી પાસ શિવની માંદગી વધતી જતી હોવાની વાત વિશેષ ચાલવા માંડી.

૧૯મી ઓગસ્ટના મધ્યાહ્ન, શિવના એક અનુચરે દરવાજે જઇ પહેરગીરોને સન્દેશ પહોંચાડયો કે શિવ ખુબ જ બિમાર છે, પથારીવશ છે, માટે તેને મળવા-કરવા કોઇ ન આવે એવો બન્દોબસ્ત રાખજો. શિવની સાથે ચહેરાનું ખુબજ મળતાપણું ધરાવતો શિવનો ઓરમાન

ભાઇ હીરાજી ફર્ઝંદ શિવને બદલે શિવની પથારીમાં સૂતો. આખા શરીર ઉપર શાલ લપેટી લીધી, માત્ર એક જમણો હાથ જ બહાર રાખ્યો અને તેના ઉપર પણ શિવનું સોનાનું કડું પહેરી લીધું. એટલે, આંટા-ફેરા આવતા મોગલ પ્હેરગીર હીરાજીને શિવ જ સમ-જતા અને તેને બેશુદ્ધ જેવી દશામાં પથારીમાં પડ્યો જોઇ નિશ્ચિંત મને પાછા ફરતા.

શિવે એ અવસરનો લાભ લઇ પ્હેરગીરોને બરાબર થાપ દીધી. તે અને સંભાજી, એ જ સાંજે, મિઠાઇના સંખ્યાબંધ ટોપલાઓમાંથી બેમાં બેસી આગ્રાના કિલ્લાની બહાર સલામત નીકળી ગયા. ઔરંગઝેબના બધા મનોરથો ધૂળ મેળવી, ઔરંગઝેબનું અભેદ્ય કારાગાર તોડી, શિવ ન્હાસી છુટ્યો.

પછી તો, છુટી ગયેલા શિવ—શાર્દૂલના દેહ ઉપર ફરી વાર ફાંસલા નાંખવા પ્રપંચકુશળ ઔરંગઝેબે ખુબ માણસો દોડાવ્યા, ખુબ ફાંફા માર્યા. પણ શિવ તો હિન્દુ સંન્યા-સીના વેશે, મથુરા અને બીજા તીર્થધામોની યાત્રા કરતો કરતો, કશી જ આંચ વિના, રાયગઢ પહોંચી ગયો અને એ જ અવધુતના વેશમાં માતા જીજાબાઇનાં ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. માતાએ, આખે શરીરે ભસ્મ અને મ્હોં ઉપર લાંબાચોડાં ટીલાંટપકાંથી શોભી રહેલા વેરાગીના પોશાકમાં પણ શિવને ઓળખી કાઢ્યો અને તેને બેઠો કરી તેના મસ્તક ઉપર હાથ મૂકયો.

શિવાજી મહારાજ ઔરંગઝેબને પણ છક્કડ લગાવી છુટી આવ્યા એ સમાચાર પ્રસરતાં સિંહાદ્રિના કાંગરે

ઠાંગરે આનન્દ–ઉત્સવ મંડાઈ રહ્યો. અદ્‌ભુત અને ઈશ્વરી કૃપાથી અંકિત એ શિવ–પલાયનના પ્રસંગની સ્મૃતિઓ આજે પણ મરાઠાઓને હર્ષરોમાંચ અનુભવાવે છે.

( ૮ )

શિવને આગ્રા મોકલ્યા પછી, જયસિંહની બધી ધારણાઓ અને યોજનાઓ વ્યર્થ ગઈ હતી. તેનો વિજાપુર ઉપરનો હલ્લો નિષ્ફળ નીવડતાં, એ હાર બદલ ઔરંગઝેબ તેના ઉપર રોષે ભરાયો હતો. શિવ ઔરંગઝેબના પ્હેરાચોકી તોડીને પાછો રાયગઢ પહોંચ્યો, એથી તો જયસિંહની ચિન્તાઓ ખુબ વધી ગઈ. તેમાં વળી તેના પુત્ર રામસિંહ ઉપર શિવને ન્હસાડવાનું આળ મૂકાયું. એટલે જયસિંહને પોતાની જીવનસંધ્યા ઘેરા શ્યામ રંગોથી છવાતી લાગી. જયસિંહને તેના છેલ્લા દિવસો બગડતા દેખાયા.

જયસિંહે, જાણે બુદ્ધિ બગડી હોય તેમ, શિવને ફરીવાર પિંજરામાં પૂરવા, રાજપૂતને ન શોભે તેવી બાજી રચવા માંડી. તેણે ઔરંગઝેબના વડા વજીર ઝફરખાનને ખાનગી પત્રમાં જણાવ્યું કે : 'હું મારા પુત્ર અને શિવની પુત્રીનો વિવાહ યોજવાની દરખાસ્ત મૂકી શિવને ફરીવાર જાળમાં લેવા ધારૂં છું. મારી દરખાસ્ત તે જરૂર સ્વીકારશે અને તે મારી છાવણીમાં પણ આવશે. રસ્તામાં તેને પૂરો કરી નાંખવાની, અને, ન બને તો, છાવણીમાં કેદ કરવાની મારી યોજના છે. શહેનશાહ મંજુર કરે તો, શહેનશાહતના હિતને માટે, આપનો આ ગુલામ, બીજા

લોકોની નિન્દા કે સ્તુતિની પરવા કર્યા વિના, આ યોજના પાર ઉતારવા તૈયાર છે.'

પણ, સત્તરમી સદીના રાજપુરૂષોનાં નીતિ–આચારોનો કારમો પણ સાચો ખ્યાલ આપતી જયસિંહ જેવા ધર્મનિષ્ઠ રાજપૂત નરે મોગલ શહેનશાહ પ્રત્યે પોતાની અડગ વફાદારી પુરવાર કરવા રચેલી પોતાના દેશ–ધર્મ–અને જાતિબાંધવ શિવનું માથું ઉડાવ્રવાની અતિ લોભામણી આ જાળમાં પણ શિવ ન ફસાયો. હિન્દુત્વના રક્ષણહારનું બિરૂદ ધરાવતા ક્ષત્રિયકુલના શિરોમણિ સમો જયસિંહ, હિન્દુત્વની રક્ષા અર્થે અને સ્વદેશની મુક્તિ અર્થે ઝુઝતા શિવને કોઇ એકાદ ઔરંગઝેબની કૃપા જાળવી રાખવા ખાતર, હણી નાંખવાની જાળ પાથરતાં ન અચકાયો: પણ શિવનું જીવનકાર્ય હજી અધુરૂં હતું, તેની રક્ષિત્રી ભવાનીનું છત્ર હજી તેની રક્ષા કરી રહ્યું હતું, એટલે શિવ તેના આ હિન્દુ ભ્રાતાના હુમલામાંથી પણ સલામત છટકી શક્યો.

પછી તો ઔરંગઝેબે જયસિંહથી કંટાળી તેને પાછો બોલાવ્યો. વૃદ્ધાવસ્થા અને અવિરત પરિશ્રમ, ઔરંગઝેબની અકૃપા અને કૌટુમ્બિક ઉપાધિઓથી સાવ સત્ત્વહીન બની ગયેલો જયસિંહ ૧૬૬૭ના મેની આખરમાં ઘર તરફ પાછો ફર્યો અને અસહ્ય માનસિક વેદનાથી પીડાતો, રસ્તામાં જ, બર્હાનપુર પાસે, ૨૭ જુલાઇને દિવસે મરણ પામ્યો.

જયસિંહના આમ અંતરિયાળ મૃત્યુ પછી તેની જગ્યા સ્વચ્છંદી મુઆઝમ અને મિત્ર જેવા જસવંતસિંહ

સંભાળી. એટલે શિવ એકદમ નિશ્ચિંત બની ગયો. તેનો સામનો કરે કે તેના હુમલાઓ સામે ટક્કર ઝીલી શકે એવું કોઈ મોગલ પણ રહ્યું નહીં. ૧૬૬૭ની આખરમાં ઔરંગઝેબે સરદાર દિલિરખાનને શાહજાદા મુઆઝમને સાથ આપવા મોકલ્યો.

(૯)

દિલિરખાનને શહેનશાહ ઔરંગઝેબ સામે ઝુઝતા શિવ અને મરાઠાઓ સામે ખૂબ તિરસ્કાર હતો. તે મરાઠાઓને જેર કરવા તલસતો હતો, પણ મુઆઝમ અને દિલિરખાન વચ્ચે દોસ્તી ન હોવાથી–મુઆઝમ દિલિરખાનને પોતા ઉપર મૂકાયેલો ઔરંગઝેબનો બાતમીદાર માનતો હોવાથી, દિલિરખાનનાં આતશ અને યુદ્ધકુશળતા નિરર્થક નીવડ્યાં.

આ બધી વસ્તુસ્થિતિ લક્ષમાં રાખી, શિવે પ્રથમ પોતાનું આખું રાજતંત્ર સુવ્યવસ્થિત કર્યું, જુના કિલ્લાઓ સમરાવ્યા અને વિજાપુર અને જંજીરાના મુલકમાંથી જેટલો પડાવી શકાય તેટલો મુલક પોતાનામાં ઉમેરી દીધો. અને પછી પોતાનું લશ્કર જેટલું વધારી શકાય તેટલું વધારી, યુદ્ધસામગ્રી જેટલી વધારે ભેગી કરી શકાય તેટલી ભેગી કરી, શિવે ૧૬૬૯ના ડિસેમ્બર માસની ૧૧મી તારીખે મોગલો સામે લડાઈનું ફરીવાર રણશીંગું વગાડ્યું. શિવનાં કટકોએ મોગલ મુલકમાં લૂંટફાટ માંડી, પુરન્દરની સંધિથી મોગલોને માંડી આપેલા કિલ્લાઓ એક પછી એક પાછા જીતવા માંડ્યા. અંતિ દિન મોગલોના નવા નવા કિલ્લા અને ગામો શિવના હાથમાં ગયાં.

આઘાતજનક વર્તમાન ઓરંગઝેબને પહોંચવા માંડયા. શિવની વિજયપરંપરાએ ઓરંગઝેબને ગભરાવી મૂકયો.

શિવે કોંડાણાનો કિલ્લો લીધો, પણ એ ચડાઈમાં તેનો બાલ–સાથી બહાદૂર તાનાજી માલસુરે ખપી ગયો. શિવે એ જીવનસાથીની સ્મૃતિ સદા લીલી રાખવા કોંડાણાનું નામ બદલી સિંહગઢ રાખ્યું. પછી શિવે પુરન્દરના મુસ્લીમ કિલ્લેદારને કેદ પકડી તે કિલ્લો પણ પાછો પડાવ્યો. પારનીર, જુનાર, માહુલી વગેરે બીજા સંખ્યાબંધ કિલ્લાઓ પણ શિવના હાથમાં આવ્યા. આમ, શિવ જોશભર્યો વિજયકૂચ કર્યે જતો હતો ત્યાં મોગલ છાવણીમાં મુઆઝમ અને દિલિર વચ્ચે ઉઘાડી લડાઈ મંડાઈ. મોગલોના આ આંતરિક કલહે તેમની સ્થિતિ બહુ જ કરૂણ બનાવી દીધી: અને શિવે તો આ સોનેરી તકનો બરાબર ઉપયોગ કરવા માંડયો.

૧૬૭૦ના ઓકટોબરની ૩જી તારીખે શિવે બીજી વખત સુરતને લૂંટી મોગલોને ખૂબ જ અકળાવી મૂકયા. સુરતને નિચોવી પાછા ફરતા શિવનો માર્ગ રોકવા મોગલો પાની મુકામે જમા થયા. લડાઈ જામી. શિવે મોગલોને જબ્બર હાર દીધી અને આગળ ચાલ્યો. શિવે ખાનદેશ અને વરાડમાં મારો ચલાવ્યો. શિવે એ પ્રદેશનાં ગામેગામમાં ચોથ ઉઘરાવી અને ચાર હજાર બેલ ઉપર, આશરે કરોડ રૂપિયાનું સોનું રૂપું લાદી પાછી વતનધામની વાટ લીધી.

આમ, ૧૬૭૪ની આખર સુધી શિવે ચોમેર હુમલાઓ અને ચડાઈઓ કરી, દક્ષિણમાં તો મોગલ સત્તાને સાવ નામની જ બનાવી દીધી અને બીજાં બધાં મુસલમાન રાજ્યોને એકદમ નબળાં કરી નાંખ્યાં.

# છત્રપતિ શિવરાજ

(૧)

શિવના 'સ્વરાજ્ય'ના સીમાડા હવે તો ઠેઠ કર્ણાટક અને કાનડા સુધી પ્રસરવા લાગ્યા. તેના નામનો પ્રભાવ ઉત્તર હિન્દમાં પણ પડવા લાગ્યો. શિવની હિન્દુ 'મહારાજ્ય' સ્થાપવાની મહેચ્છા ફળતી લાગી. શિવે કલ્પેલા 'મહારાજ્ય'ના પાયા સુદૃઢ નખાઈ ગયા. શિવે ઘણો મુલક જીત્યો અને અઢળક દ્રવ્ય એકઠું કર્યું. મોગલ શહેનશાહતના સૈન્યની સાથે પણ સરળતાથી તલવારો ભટકાવી શકે એવું તેણે લશ્કર જમાવ્યું અને ભગવો ઝંડો ફરકાવતી યુદ્ધનૌકાઓનું પ્રબળ નૌકાસૈન્ય પણ તેણે તૈયાર કર્યું. છતાં, ઔરંગઝેબ તેને પોતાની રૈયત ગણવાની–પોતાનો નાનો જાગીરદાર માનવાની ધૃષ્ટતા કરતો, અને વિજાપુરના આદિલશાહ તેને બહુ તો પોતાના ખંડીયા જાગીરદારનો બળવાખોર પુત્ર ગણવાનું માન આપતા.

શિવને એ બહુ સાલતું. મુલક, સામર્થ્ય અને સત્તાની દૃષ્ટિએ તે મોગલનો સમોવડીઓ હતો.

દક્ષિણમાં તો તેનું સ્થાન મહારાજાનું–છત્રપતિનું હતું. એટલે, શિવને હવે પોતાના છત્રપતિપદની ઘોષણા કરવાની તાલાવેલી લાગી. શિવે પોતાનો 'છત્રપતિ શિવાજી મહારાજ' તરીકે રાજ્યાભિષેક કરવાનું મુહૂર્ત જોવડાવ્યું, મંત્રીઓની સલાહ લીધી, માતા જીજાબાઈની આશિષ યાચી.

મંત્રીઓની સાથે મંત્રણા કર્યા પછી અને માતાના શુભાશીર્વાદ સંપાદન કર્યા પછી, શિવે, 'હિન્દવી સ્વરાજ્ય'ના સ્થાપકને શોભે એવો અભિષેક–ઉત્સવ ઉજવવા તૈયારીઓ માંડી. તેણે ઉત્તર હિન્દુસ્થાનમાંથી ગગા ભટ્ટ જેવા વેદવાચસ્પતિઓ અને પ્રખર પંડિતો તેડાવ્યા : જયપુર અને ઉદેપુર પોતાના ખાસ પુરોહિતો મોકલી 'હિન્દુ છત્રપતિ'ના અભિષેકની બધી ક્રિયાઓ પ્રક્રિયાઓનું જ્ઞાન મેળવ્યું.

૧૬૭૪ના પ્રારંભમાં ઉત્સવ મંડાયો. સમસ્ત ભારતવર્ષમાંથી ૧૧૦૬૦ જેટલા બ્રહ્મદેવોએ સકુટુમ્બ આવી વેદોની ઋચાઓની અને શાસ્ત્રોના સૂક્તોની ગર્જન–ગર્જતી ઘોષણાઓથી રાયગઢના કિલ્લાને ચાર માસ સુધી ગાજતો મૂક્યો. ઉત્સવમાં નિમંત્રાયેલા એક લાખ માણસોએ, શિવના ભોજનગૃહે, મહિનાઓ સુધી મોદક અને બીજાં ભાત ભાતનાં મિષ્ટાન્ન પેટ ભરીને આરોગ્યાં.

શિવનો રાજ્યાભિષેક થતાં પહેલાં, પ્રથમ શિવને રામચંદ્રજીના સૂર્યવંશમાં અવતરેલા અને ઉદય-

પુરાણા મહારાજાઓમાં સીધી લીટીમાં ખાસ કરીને વિશુદ્ધ સૂર્યવંશી ક્ષત્રિય તરીકે-ક્ષત્રિયની શાસ્ત્રક્રિયાઓ કરાવવામાં આવી. એ કાર્ય, એ કાળના પંડિતોમાં સર્વશ્રેષ્ઠ એવા વારાણસીના વિશ્વેશ્વર ભટ્ટની પાસે કરાવાયું. ત્યારબાદ વિધિસર રાજ્યાભિષેકનો આરંભ થયો.

શિવે પ્રથમ તેના ગુરૂદેવ રામદાસ સ્વામી અને માતા જીજાબાઇને અનેકાનેક પ્રણિપાત કર્યા, અને પછી દિવસો સુધી, બ્રહ્મદેવોની સમક્ષ, પૂજાપાઠ કર્યા. પૂજાપાઠ પૂરા થયા પછી શિવે, પ્રતાપગઢ જઇ આઇ ભવાનીના પાદાંબુજમાં મસ્તક નમાવ્યું અને રૂા. ૫,૬૭,૦૦૦ના ખર્ચે સવા મણ સુવર્ણનું છત્ર માતાની મૂર્તિ ઉપર ધર્યું.

પ્રતાપગઢથી પાછા આવી શિવે, કર્ણદેવની ઉદારતાપૂર્વક બ્રહ્મદેવોને દાન દેવા માંડ્યાં. તેણે સોનામાં અને બીજી સાત ધાતુઓમાં પોતાનો તોલ કરાવ્યો. અને એ ધાતુઓ અને બીજા દશ લાખ રૂપિયા બ્રાહ્મણોને વહેંચી દીધા. આખરે અભિષેક-ઉત્સવની પૂર્ણાહુતિનો દિવસ આવી પહોંચ્યો.

૧૬૭૪ની ૫મી જુનના દિવસે શિવાજી મહારાજના અભિષેકની છેલ્લી ક્રિયાઓ થઇ અને તેમણે છત્રપતિ તરીકે રાયગઢના રાજભુવનમાં પ્રથમ કચેરી ભરી.

(૨)

શિવાજી મહારાજના રાજ્યાભિષેકનો પાંચમી જુનનો છેલ્લો દિવસ ખુબ ધામધુમથી ઉજવાયો. શિવાજી મહારા-

જના ઇતિહાસકારોએ એ દિવસના સમારંભનું જે વર્ણન કર્યું છે તે જોતાં એમ જ લાગે છે કે એવો લ્હાવો બીજા થોડા જ હિન્દુ છત્રપતિએ લીધો હશે.

તે ધન્ય દિવસે બહુ જ વહેલા ઉઠી, સૂર્યોદય થતાં પહેલાં, શિવાજી મહારાજે, પવિત્ર ગંગાજળથી સ્નાન કર્યું, અને સ્નાન કરાવનાર બ્રાહ્મણોને અર્ધા લાખ નિષ્કોનું દાન દીધું. તે આખો દિવસ શિવાજીએ ઉપવાસની તપશ્ચર્યા કરી. પ્રાતઃકાળના સ્નાનવિધિની પૂર્ણાહૂતિ પછી, ચડતે બપોરે છત્ર–ધારણનો વિધિ ઉજવાયો. મહામૂલ્યવાન જરી કામથી ઝળાંઝળાં થઈ રહેલો લાલ રંગનો રેશમી ઝભ્ભો પહેરેલા, સપ્તરંગી જ્યોતિ પ્રસારી રહેલા હીરાઓથી જડેલો કનકનો રાજમુગટ ધારતા, કંઠમાં મૌક્તિકમાળાઓ અને સુવર્ણ આભૂષણોથી શોભતા શિવાજી મહારાજે, જમણા ખંભા ઉપર તીરકામઠું અને કમરે ભવાની તલવાર સમેત, નિયત્ સમયે અભિષેક માટે નિર્માયેલ કચેરી–ખંડમાં પ્રવેશ કર્યો : અને બત્રીસ મણ સોનાના કનક–સિંહાસન ઉપર ગાજતે વાજતે વિરાજી પ્રથમ ભવાની તલવાર અને ધનુષ્યબાણ વગેરે વિજયનાં આયુધોની પુજા કરી.

એ શસ્ત્રપૂજા થઈ રહ્યા પછી, ઉપર ગુલાબી મખમલથી છવાયેલ અને નીચે વ્યાઘ્રચર્મથી આચ્છાદિત એવા એ છત્રપતિના સિંહાસન ઉપર, શિવાજીની ડાબી બાજુએ મહારાણી સોયરાબાઈએ પતિની સહધર્મચારિણી તરીકે આસન લીધું; અને જમણા હાથ ઉપર જરા

આગળ પાટવી કુમાર સંભાજી બેઠા. બન્ને બાજુએ અષ્ટ પ્રધાનો ચાર ચારની હારમાં બે હાથ જોડીને ઉભા રહ્યા. તેમની પાછળ શિવાજીના સરદારો, શ્રીમંતો, સૈનિકો વગેરે ગોઠવાયા.

શિવાજી ઉપર સંમિલિત જનોએ રત્ન-જડિત સુવર્ણનાં કમલપુષ્પોની વૃષ્ટિ કરી, સોળ બ્રાહ્મણ યુવતીઓએ શિવાજીની આરતી ઉતારી : બ્રાહ્મણોએ અભિષેકના મંત્રો ભણ્યા : અને આખો ખંડ શિવરાજ મહારાજની જયથી ગાજી રહ્યો. એજ સમયે, શિવાજી મહારાજના દરેકે દરેક કિલ્લામાંથી તોપોના ભડાકા થયા.

પછી બ્રાહ્મણવરોએ સિંહાસનનાં પગથીયાં ચડીને શિવાજી સમક્ષ શુભાશિષો ઉચ્ચારી. શિવાજીએ તેમનું હૃદય સંતુષ્ટ થાય તેટલાં ફરીવાર દાન દીધાં. પછી પ્રધાનમંડળી શિવાજીના ચરણ પાસે આવી ઉભી રહી. તેમને શિવાજીએ દ્રવ્ય, અશ્વો, હસ્તિઓ, રત્નો અને શસ્ત્રોની બક્ષીસ આપી. તેમને તેમના અધિકાર અને હોદ્દાને શોભતી સંસ્કૃત પદ-વીઓ અપાઈ. તે દિવસથી શિવાજી મહારાજના પ્રધાનો અને અધિકારીઓનાં નામ સંસ્કૃતમાં યોજાયાં—ફારસી ભાષાને તિલાંજલિ અપાઇ. અભિષેક–સમારંભ પૂરો થયો.

શિવાજી મહારાજ સિંહાસન ઉપરથી નીચે ઉતર્યા, તેમના અનેક યુદ્ધોના સંગાથી અશ્વ ઉપર સવારી કરી, અને મહેલમાં પધાર્યા. ત્યાંથી ગજરાજ ઉપર સોનાની અંબાડીમાં વિરાજી સરઘસ રૂપે, રાજ-

નગરના રાજમાર્ગો ઉપર પર્યટન કર્યું. શિવાજી મહારાજની સવારીની આગળ, સોનારૂપાથી મઢેલા બે હાથીઓ ઉપર જરી પતાકા અને ભગવો ઝુંડો—એ બે ધ્વજપતાકાઓ શોભતી. શિવાજી મહારાજને સ્વાગત આપવા શણગારાયેલા ગૃહોની અટારીઓએ ચડી, પ્રજાવર્ગની કુમારિકાઓએ અને યુવતીઓએ શિવાજી મહારાજ ઉપર પુષ્પ, અક્ષત અને કુંકુમની આખે રસ્તે વૃષ્ટિ વરસાવી. એ બધું માન અને સત્કાર સ્મિતપૂર્વક ઝીલતા શિવાજી પાછા સ્વગૃહે આવ્યા. રાજ્યાભિષેકનો મહોત્સવ પૂરો થયો.

શિવાજી મહારાજના ઇતિહાસકારો કહે છે કે આ મહોત્સવમાં શિવાજીને એક કરોડ અને બેતાળીશ લાખ હોન (એટલે લગભગ સાત કરોડ રૂપિયા)નું ખર્ચ થયું. હિન્દના ચક્રવર્તી શહેનશાહ હોવાનો દાવો કરતો સમ્રાટ્ ઔરંગઝેબ હયાત છતાં, શિવાજી મહારાજે છત્રપતિપદ આવી ધામધુમપૂર્વક ધારણ કર્યું એથી મોગલોના દિલમાં દ્વેષની અને રોષની હોળી સળગી. તેઓ સૌ પોતાના બધા ઇલાજ ધૂળ મળતા અને શિવાજીનો ઉત્તરોત્તર ઉત્કર્ષ થતો જોઈ, લાઇલાજ દશામાં નખ વતી પૃથ્વી કોતરવા માંડ્યા. અને ત્યાં તો, શિવાજી મહારાજને ફરીવાર ચડાઈ અર્થે કેસરીયા વાધા સજતા જોઈ તેમની વ્યગ્રતાનો પાર રહ્યો નહીં.

(૩)

મહોત્સવ પૂરો થયો અને શિવાજી મહારાજે જગત પાસે પોતાનો છત્રપતિ તરીકે સ્વીકાર કરાવ્યો,

ત્યાર પછી આઠમે જ દિવસે માતા જીજાબાઈએ, પુત્રને 'હિન્દવી સ્વરાજ્ય'ની સ્થાપના કરતો અને 'હિન્દુ છત્ર-પતિ'નું બિરૂદ ધારતો એંશી વર્ષનાં વૃદ્ધ નયનોએ નિરખતાં નિરખતાં અને સંપૂર્ણ આત્મ–સંતોષ અનુ-ભવતાં અનુભવતાં સ્વર્ગનો કેડો લીધો. પોતાના પતિ શાહજીની અવગણના પામેલાં અને પુત્ર–પ્રેમ ઉપર જ આવરદા ટકાવી રહેલાં જીજાબાઈએ પુત્રને ગૌબ્રાહ્મણ–પ્રતિપાળ મહારાજા બનતો જોઈ અને માનવ–મહત્તાના ઉંચામાં ઉંચા શિખર ઉપર શોભતો જોઈ, છેલ્લી વારે આંખો મીંચતી વખતે પરમ સુખ અનુભવ્યું. પંદર શતા-બ્દિ પહેલાં આંધ્ર નૃપતિ શ્રી. સત્કરણીની માતા ગૌતમીની માફક, જીજાબાઈને પણ પોતાના પ્રતાપી પુત્રને રાજ્યાભિષેકનું તિલક કરવા અને જીવનની કૃતકૃત્યતા અનુ-ભવવા જ કિરતારે આટલું આયુષ્ય બક્ષ્યું–રાજ્યાભિષેકનો મહોત્સવ પૂરો થતાં સુધી જીવનદોરી લંબાવી. જીજા-બાઈ, એ કૃપા બદલ, પરમાત્માનાં યશોગાન ગાતાં ૧૮મી જુનને દિવસે અમર ધામમાં ચાલી નીકળ્યાં. ધન્ય હો એ વીર માતા જીજાબાઈને! ધન્ય હો એ વીર પુત્ર શિવાજીને!

(૪)

રાજ્યાભિષેક પછીની વિજયા દશમીએ વિજયકારી શસ્ત્રોની પૂજા કરીને શિવાજી મહારાજ ફરીવાર સ્વરા-જ્ય–વિસ્તાર અર્થે નીકળી પડ્યા. તેમણે પ્રથમ દક્ષિ-ણમાં સુબાગીરી કરતા મોગલ સરદાર બહાદુરખાન ઉપર હમલો કર્યો અને તેની પાસેથી એક કરોડ રૂપિયા અને

૨૦૦ અશ્વો પડાવી લીધા. પછી ફરીવાર શિવાજી મહારાજે વિજાપુરના મુલક ઉપર હલ્લાઓ શરૂ કર્યા, અને કોંડનો કિલ્લો સર કરી ગોદાવરીના મુખ સુધીનો કાનડાનો મુલક જીતી લીધો.

આ વિજયો પછી, શિવાજી મહારાજે કર્ણાટકની કનક–ભૂમિ તરફ નજર દોડાવી. તેમણે ૪૦૦૦૦ અશ્વદળ અને ૪૦૦૦૦ પાયદળ સહિત, ૧૬૭૭ના જાન્યુઆરીમાં રાયગઢથી મુકામ ઉપાડયો અને કર્ણાટકની સફર આરંભી. માર્ગમાં, ગોવલકોંડાના નવાબ અબ્દુલહસન કુતુબશાહ–જેમણે શિવાજી મહારાજને વાર્ષિક એક લાખ હોનની ખંડણી આપવાનું કબુલ કરી તેમના ખંડીઆ રાજાનું પદ સ્વીકાર્યું હતું–તેની હૈદ્રાબાદમાં મિજબાની માણી. કુતબશાહે શિવાજી મહારાજનું, તેમના પદને શોભે એવું ભવ્ય સ્વાગત કર્યું. શિવાજી મહારાજે, છત્રપતિને જોઇએ એવા વૈભવથી, પગમાં સોનાના તોડા અને શિર ઉપર સોનેરી સાફાઓ પહેરેલા મરાઠી સરદારો સાથે, હૈદ્રાબાદમાં પ્રવેશ કર્યો. શિવાજી મહારાજને દાદ–મહાલમાં ઉતારા અપાયા. કુતુબશાહે શિવાજી મહારાજની મુલાકાત લીધી. શિવાજી મહારાજને મળતાં, અફઝલ અને સાહિસ્તની દશા યાદ કરીને કુતુબશાહ પળવાર કમ્પ્યો. પણ થોડીવાર શિવાજી મહારાજની સાથે મીઠો વાર્તાલાપ થતાં, તેની બધી ભીતિ ચાલી ગઇ. કુતુબશાહે શિવાજી મહારાજને તેમની કર્ણાટકની ચડાઇમાં જોઇતી બધી સહાય આપવાનો કોલ દીધો, અને મહારાજની સાથે પોતાના સરદાર મીરજા મહમ્મદ અમીનને ૫૦૦૦

સૈનિકો આપીને મોકલ્યો. ઉપરાંત માસિક સાડાચાર લાખ રૂપિયા આપવાની કબુલાત આપી.

આમ, સાધ્ય સિદ્ધ કરી, શિવાજી મહારાજ હૈદ્રાબાદથી નીકળ્યા. ભવનાશી અને કૃષ્ણા સરિતાના સંગમસ્થાન ઉપર આવેલા 'નિવૃત્તિ સંગમ' અને 'ચક્રતીર્થ' નામનાં, હિન્દુઓ માટે અતિ પવિત્ર ગણાતાં તીર્થોએ પહોંચી, મહારાજે સ્નાન કર્યું અને બીજી ધર્મક્રિયાઓ ઉજવી. પોતાના સ્મારક તરીકે એક ઘાટ, એક આશ્રમ અને ધર્મશાળા બંધાવ્યાં.

પછી શિવાજી મહારાજે કર્ણાટકના મેદાનો તરફ વેગભરી કૂચ માંડી અને મે માસના પહેલા સપ્તાહમાં, મદ્રાસથી સાત માઇલ ઉપર આવેલા પેદ્દાપોલ્લમ ગામે પહોંચ્યા. અહીં મુકામ નાંખી, મહારાજે, કર્ણાટકના નાના મોટા તમામ જાગીરદારો અને રાજાઓને પોતાના ખંડીઆ બનાવ્યા. જીંજીનો અજેય ગણાતો કિલ્લો પણ જીતી લીધો. ચૌદ માસ સુધી સતત્ ઘેરો રાખીને વેલોરનો અભેદ્ય કિલ્લો પણ ભેદ્યો.

પછી શિવાજી મહારાજે તાંજોરથી દશ માઇલ ઉપર કોલેરૂન નદીને કાંઠે તિરૂમાલાવદી ગામે મુકામ નાંખ્યો. અહીં મદુરાના રાજા પાસેથી છ લાખ હોનની ખંડણી લીધી. અહીં, શાહજી રાજાની તાંજોરની જાગીર સંભાળતા શિવાજી મહારાજના ઓરમાયા ભાઇ વ્યંકાજીએ મહારાજની મુલાકાત લીધી. બન્ને બંધુઓ આઠ દિવસ સાથે રહ્યા. દરમ્યાન, મહારાજ શાહજીની જાગીરમાંથી 'ભાઇએ ભાગ' લેશે એવો વ્યંકાજીને સંશય પડ્યો અને તે

એક રાતે ન્હાસી ગયો. મહારાજને એથી રોષ ચડ્યો. પણ તો યે તેમણે તાંજોર ઉપર હલ્લો ન કરતાં, કોલેરૂન નદીની ઉત્તરનો આખો કર્ણાટક જીતી લીધો— જેમાં વ્યંકાજીની બે જાગીરો પણ આવી ગઇ. શિવાજી મહારાજે એ તરફના રહ્યાસહ્યા કિલ્લાઓ પણ જીતી લીધા.

પાછા વળતાં પહેલાં આર્કોટ તાલુકો પણ મહારાજે આખો 'સ્વરાજ્ય'માં ઉમેરી દીધો : અને પછી ૧૬૭૭ના નવેમ્બર માસમાં મહારાજ પાટનગર તરફ પાછા ફર્યા. કર્ણાટકની સફળ ચડાઇથી શિવાજી મહારાજના ભંડારમાં વાર્ષિક એક કરોડ રૂપિયા આવતા થયા અને તેમના 'સ્વરાજય'માં સો નવા કિલ્લાઓ ઉમેરાયા.

(૫)

ઠેઠ મદ્રાસ સુધી પોતાનો વિજયવાવટો ફરકાવી પાછા ફરતા શિવાજી મહારાજે માઈસોરના પ્રદેશમાં વિજય સાધ્યા—માઇસોર રાજ્યના પૂર્વના અને મધ્યના ભાગો જીતી લીધા. અને એમ, જીવનસંગાથિની ભવાની તલવારના પ્રતાપે, મસ્તક ઉપર વિજયનો ઝળહળતો કનક-મુગટ પહેરી, મહારાજ ૧૬૭૮ના માર્ચ મહિનામાં પાટનગર પહોંચ્યા.

પણ પાટનગર પહોંચ્યા પછી પણ, મહારાજનું 'સ્વરાજ્ય-વિસ્તાર'નું વિજયકાર્ય તો ચાલુ જ રહ્યું. માઈસોરનો નવો જીતેલો મુલક અને પોતાનું જુનું રાજ્ય સળંગ બની જાય એટલા માટે, એ બન્ને પ્રદેશોની વચ્ચે પથરાયેલો તુંગભદ્રાના તીરનો મુલક

જીતવા મહારાજે નિરધાર કર્યો. એ મુલકના માલિક હુસેનખાન અને કાસમખાન નામના બે અફઘાન બંધવા સામે મહારાજે શસ્ત્ર સજ્યાં. મહારાજનો નિરાધાર સિદ્ધ થયો. એ મુલક પણ મહારાજના મહારાજ્યનો એક પ્રાન્ત બની ગયો.

મહારાજની આ બધી વિજયપરમ્પરા જોઈ અને દિવસે દિવસે પોતાનું રાજ્ય નિર્બળ બનતું જોઈ, વિજાપુરના બાળ આદિલશાહના વાલી સીદી મસાઉદે મહારાજ સાથે સુલેહના સંદેશાઓ ચલાવવા માંડ્યો, ઉઘાડી રીતે મહારાજનું આધિપત્ય સ્વીકારીને તેમની પાસે શાન્તિની યાચના કરી. કુશળ રાજપુરૂષ શિવાજી મહારાજે તો એ અવસરનો બરાબર લાભ ઉઠાવી લીધો. સીદી મસાઉદને હીમ્મત દીધી અને ભીડ વખતે પરસ્પર સહાય કરવાનો કરાર કર્યો.

વિજાપુર, આમ, 'મરાઠા બળવાખોર'ને નમતું જોઇ, મોગલ સરદાર દિલિરખાન—જે પાછો ફરીવાર દક્ષિણના મોગલ સૈન્યના સેનાધિપતિ તરીકે આવી ગયો હતો—તે રોષે ભરાયો. તેણે વિજાપુરને ઉખેડી નાખવા વિજાપુર ઉપર કૂચ માંડી. ત્યાં વળી શિવાજી મહારાજાના યુવરાજ સંભાજી—જેને કોઈ બ્રાહ્મણ નારીની આબરૂ ઉપર હુમલો કરવાના ગુન્હા બદલ મહારાજે પન્હાળાના કિલ્લામાં કેદ આપી હતી—તે ન્હાસી જઇ દિલિરખાનને મળ્યો. એથી દિલિરખાનના પગમાં નવું જોર આવ્યું. જોશભર્યા દિલિરખાને વિજાપુર ઉપર હલ્લો કરવાની તૈયારી અર્થે બહાદૂરગઢથી ૫૦ માઇલ ઉપર અકલજ પાસે મુકામ નાખ્યો.

મસાઉદે મહારાજાની પાસે સૈન્ય–સહાય માગી. મહારાજે સાત હજાર ઘોડેસ્વારો મોકલ્યા. પણ મસાઉદ તેમનામાં વિશ્વાસ ન મૂકી શકયો. તેને લાગ્યું કે તેઓ અંદર પેસી જઇ તેને પરાજય આપી, કિલ્લો હાથ કરી લેશે. મસાઉદે દિલિરખાનને મનાવી લેવા સન્દેશાઓ શરૂ કર્યા. પછી તો શેતરંજની રમત કયાંય સુધી ચાલી. દિલિરખાન વિજાપુરનો કબજો લેવા કંઈ કંઇ ચાલો ચાલતો : અને શિવાજી મહારાજ એ આદિલશાહી મુલકના સ્વામી બનવાનું પોતાનું જુનું સ્વપ્નું સિદ્ધ કરવા પાસાઓ ખેલવામાં કાંઇ બાકી રાખતા નહીં. પણ વિધિનાં નિર્માણ જૂદાં હતાં. ન દિલિરશાહ વિજાપુરને મોગલાઇમાં મેળવી શકયો : ન શિવાજી મહારાજ પોતાનું એ સ્વપ્નું સિદ્ધ કરી શકયા. અંદર અંદરની ખટપટોથી સાવ નિર્બળ બની ગયેલું વિજાપુર છેવટ સુધી, એક સ્વતંત્ર રાજ્ય તરીકે જીવી રહ્યું.

વિજાપુર ઉપર અસફળ હુમલાઓ કર્યા પછી દિલિરખાન શિવાજી મહારાજના લક્ષને અને લશ્કરને રોકી લેવા તેમના મુલક ઉપર હુમલો કરવા વળ્યો. દરમ્યાન સંભાજી તેના હિતેચ્છુઓના દબાણથી તેમજ પોતે શત્રુપક્ષે જઈ પોતાના મહાન પિતાને અતિશય દુઃખી કરવાના આચરેલા પાતકનું ભાન થવાથી, ૧૬૭૮ના નવેમ્બર માસની ૨૦ તારીખની રાત્રિએ તેની સ્ત્રી યસુબાઇ અને બીજા દશ દેહરક્ષકોની સંગાથે, દિલિરખાનની છાવણીમાં ન્હાસી છુટ્યો અને વહેલોવહેલો પિતાની ક્ષમા યાચવા તેમના ચરણોમાં હાજર થયો.

પછી તો શિવાજી મહારાજે, પહેલાં કરતાં વિશેષ જોરથી મોગલ મુલક ઉપર 'ભવાની' ફેરવવા માંડી. તેમણે છેલ્લો હલ્લો પશ્ચિમ ખાનદેશ ઉપર કર્યો; ધરમગામ, બાલઘાટ વગેરે સમૃદ્ધ વેપારનાં મથકોમાં ચોથ ઉઘરાવી મહારાજ જાલના પહોંચ્યાં. ઔરંગાબાદની પૂર્વે ચાળીશ માઇલ ઉપર આવેલા આ ગામમાં શિવાજી મહારાજનાં સૈન્યોએ, શિવાજી મહારાજની ગેરહાજરીમાં, લુંટ ચલાવી. ગામ-લોકો ત્રાસી ઉઠયા. તેઓ જાણતા હતા કે શિવાજી મહારાજ ધર્મસ્થાનોને, મસ્જીદોને અને મંદિરોને, સંતોને અને સૈયદોને સદા સુરક્ષિત રાખે છે. એવા સ્થાનકોને સ્પર્શ સરખો પણ ન કરવાની શિવાજી મહારાજની તેમના સૈન્યોને કાયમની આજ્ઞા છે: એટલે જાલનાના ગામલોકોએ, પોતાના રક્ષણ અર્થે, સૈયદ જાનમહમ્મદ નામના એક સંતના આશ્રમમાં આશ્રય શોધ્યો. લોકોએ તેમનું દ્રવ્ય અને ઝવેરાત એ સંતના આશ્રમમાં આણ્યું. મહારાજના સૈનિકો, ગામમાં જોઇતું દ્રવ્ય ન મળવાથી એ સંતના આશ્રમ તરફ વળ્યા. તેમણે મહારાજની આજ્ઞાનો લોપ કર્યો. સંત સૈયદ આડો ફર્યો. સિપાઇઓને પાછા વાળવા વિનતિ ગુજારી. પણ તે ન માન્યા. તેમણે લુંટ ચલાવી. ખુદાના એ બંદાએ લુંટ ચલાવનારાઓ ઉપર અને તેમના સ્વામી ઉપર શ્રાપ વરસાવ્યા. લોકશ્રદ્ધા ભાખે છે કે તે દિવસથી મહારાજનો પ્રગતિ-સૂર્ય થંભી ગયો. લોકહૃદય ઉચ્ચારે છે કે સંતના શ્રાપ ફળ્યા. શિવાજીની ભવાની રીસાઇ બેઠી. અને ઇતિહાસ પણ એ લોકવાર્તાને સમર્થન આપે છે.

જાલના પછી મહારાજની ચઢાઇઓ બંધ પડી.

મહારાજ ગૃહકલહમાં પટકાયા. અને પછી તો થોડા જ સમયમાં કિરતારે તેમને આ અવની ઉપરથી પણ ઉંચકી લીધા.

(૬)

શિવાજી મહારાજે આયુષ્યના વનમાં પ્રવેશ કર્યો. એ પ્રવેશની સાથે જ મહારાજના જીવન–આકાશમાં સંધ્યાના રંગો દેખાવા લાગ્યા. જીવનનો સૂર્ય આથમી જવાની–અને મૃત્યુની રાત્રિ પડવાની–ઘડી નજીક આવી પહોંચી હોવાના ભણકારા મહારાજના કાનમાં વાગવા માંડ્યા.

શિવાજી મહારાજે, પોતાની અર્ધી સદી અને બે વર્ષની આવરદાનો કેવો વ્યય કર્યો છે તે વિચારવા માંડ્યું, સિંહાદ્રિના ડુંગરાઓમાં ઘોડા ઉપર એકલા અટુલા ભટકતા ભટકતા રચેલાં સ્વપ્નોમાંથી કેટલાં સિદ્ધ થયાં છે તે તપાસવા માંડ્યું, માવળા સૈનિકો સાથે પશ્ચિમ ઘાટના કિલ્લાઓ અને જંગલોમાં સ્વદેશ-બાંધવોની કરૂણ દશા જોતાં જોતાં તેમને ‘ હિન્દવી સ્વરાજ્ય ’ના પ્રજાજન બનાવવાની બાંધેલી મહેચ્છા કેટલી પાર પડી છે તે જોવા માંડ્યું.

શિવાજી મહારાજની ચક્ષુઓ સમીપ એક બાજુ જુવાનીની સ્વપ્નસૃષ્ટિ ખડી થઈ અને બીજી બાજુ પોતાની સિદ્ધિઓ દેખાવા લાગી. મહારાજને મનમાં થયું કે : ‘ ઓહો ! હજી તો મારૂં જીવનકાર્ય અધુરૂં છે, હજી તો માત્ર આરંભ થયો છે. અને

ત્યાં તો મારે આ કર્મભૂમિ છોડી જવાનો સમય આવી પહોંચ્યો છે. મારી પાછળ મારું જીવનકર્તવ્ય, જ્યાંથી અધુરૂં રહ્યું ત્યાંથી કોઇ ઉપાડી લેશે કે નહીં ? અને 'હિન્દવી સ્વરાજ્ય'નું મારૂં સ્વપ્નું, મારી મનઃકામના, કોઈ સિદ્ધ કરશે કે નહીં ?'

મહારાજે ઉદ્વિગ્ન ચિત્તે ચોતરફ નજર ફેરવવા માંડી. તેમણે તેમના પાટવી કુમાર ઉપર દષ્ટિને થોભાવી; સરદારો અને સામન્તો ઉપર નજર નાખી; કારભારીઓ અને અમાત્યોને અવલોકી જોયા: અને જાણે ગગનમંડળમાંથી આ પૃથ્વીના જેવડો કોઈ ગ્રહ નીચે પડતો હોય એવો જબ્બર અને વજનદાર નિઃશ્વાસ મહારાજના મુખમાંથી નીકળી પડ્યો. મહારાજની આંખોમાં નિરાશા–હતાશાનો અંધકાર વ્યાપી રહ્યો : જીવનભરમાં કદિ ન્હોતો જોયો-જાણ્યો એવો બિકટ પ્રશ્ન મહારાજની સામે વિકરાળ આંખો ફાડી રહ્યો :'મારી પાછળ આ ભગવા ઝંડાનો રક્ષણહાર કોણ ? મારી પાછળ આ હિન્દની મહારાજ્યનો મહારાજ કોણ ?' મહારાજ જીંદગીમાં કદિ ન્હોતા મુંઝાયા એટલા આ જીવનના સંધ્યાકાળે મુંઝાય

મહારાજે એ પ્રશ્ન ખૂબ વિચારી જોયો. બે કુમાર–સંભાજી અને રાજારામ–માંથી મોટાને રાજ્ય સોંપ્યા વિના છુટકો જ નહીં: રાજારામ તો હજી અઢાર વર્ષનો બાળક જ, તેને સિંહાસને સ્થાપું તો મંત્રીઓનું તંત્ર ચાલે, અને સત્તા અને સર્વોપરિપણા માટે ખટપટ અને કલેશની હોળી સળગે, અને સંભાજીની નાલાયકીનો તો મહારાજને પૂર્ણ અનુભવ હતો. સંભાજી

એટલે સ્વચ્છંદી, સ્વેચ્છાચારી, વિષયી, ધર્મદાઝ કે દેશદાઝની નાની શી ચિનગારીથી પણ વંચિત, કમ-અક્કલ, ધનલોલુપ—અને એવા તમામ દુર્ગુણોના ભંડાર સમો નાદાન જુવાન. એને શિવાજી મહારાજના મહારાજ્યની રક્ષાની જવાબદારી કેમ સોંપાય ? પણ શિવાજી મહારાજને માટે બીજો કોઇ ઉપાય ન્હોતો.

આખરે, જીવન એટલે પુરૂષાર્થ એ સૂત્ર ઉપર જ આખી જીન્દગીની રચના કરનાર મહારાજે પુત્રને સુધારવાનો છેલ્લો પુરૂષાર્થ કરી જોયો. તેમણે છેલ્લા દિવસોમાં સંભાજીને પોતાની પાસે રાખવા માંડયો. તેના હ્રુદયમાંના દેવને જગાડવા પ્રયાસ માંડયો, તેનામાં ઉમદા ગુણો ખીલવવા ઝહેમત લેવા માંડી, તેને ખૂબ સદ્‌બોધ દીધો, મહારાજ્યનો વિસ્તાર સમજાવ્યો, ભંડાર બતાવ્યા, અને એવા વારસાને લાયક વારસદાર નીવડવા પ્રેરણા આપી: પણ મનુષ્યના અત્યંત કુશળ પરીક્ષક શિવાજી મહારાજને સમજાઇ ગયું કે સંભાજીમાં સુધારણા થવી અશક્ય છે.

મહારાજના છેલ્લા દિવસો અત્યંત દુઃખી બન્યા. મહારાજની જીવનસંધ્યા એકલા કાળા રંગે જ રંગાઈ રહી. શિવાજી મહારાજ જેવા મહાન્ નરપતિના જીવનનો અંત અતિ કરૂણ બની ગયો.

(૭)

ભારતવર્ષમાં ૧૬૮૦મું વર્ષ મંડાયું. શિવાજી મહારાજના જીવનનું એ પ૩મું વર્ષ, એ વર્ષનો

પ્રારંભ થતાં જ શિવાજી મહારાજના જીવન-દીપકની જ્યોત ઝાંખી પડવા માંડી. શિવાજી મહારાજના વજ્ર-દેહને તેમના મહારાજ્યના ભાવી સંબંધની ચિંતાઓના સતત્ હલ્લાએ ખળભળાવવા માંડયો. શિવાજી મહા-રાજની સોના જેવી કાયાને વૃદ્ધાવસ્થાએ અને રોગે વિદારવા માંડી. બે માસમાં મહારાજનો દૃઢ, સપ્રૂ, ગૌરવભર્યો ચહેરો સાવ બદલાઈ ગયો. મ્હોં ઉપર કરૂ-ણાપ્રેરક દુઃખની છાયા પ્રસરી રહી. અને માર્ચ મહિનો બેસતાં તો મહારાજ અત્યંત દુર્બળ બની ગયા.

માર્ચની ચોવીશમી તારીખથી મહારાજ પથારીવશ થયા. પ્રધાનોએ જોયું કે મહારાજનો અંતકાળ આવી પહોંચ્યો છે. મહારાજ પોતે પામી ગયા કે દીપકમાં દિવેલ ખુટયું છે, ઓલવાઈ જવાની ઘડી આવી પહોંચી છે. મહારાજે માંદા માંદા પણ, છેલ્લા બાર દિવસ સુધી, સૌને એક પછી એક પાસે બોલાવી જુદી જુદી ભલભલામણો કરવા માંડી. મહારાજે તેમના પ્રધાનોને અને પરિવારને, તેમના સરદારોને અને સૈનિકોને, તેમના ઉમરાવોને અને આશ્રિતોને, સૌને પાસે બોલાવી બોધ દીધો કે 'આ દેહ નાશવંત છે એ શિવાજી સમજતો હતો. એટલે એણે કદિ યે ન્હોતું માન્યું કે આ રાજ્ય અને આ રાજભંડાર શિવાજીના છે. શિવાજી માનતો કે એ બધું ધર્મનું-પ્રજાનું છે. શિવાજી તો માત્ર તેનો સેવક છે. એટલે શિવાજીનો દેહ પડે તેની સાથે આ રાજ્ય ન પડવું ઘટે, તેની સાથે આપણા ભગવા ઝુંડાનું નૂર ન હણાવું ઘટે. એ રાજ્ય અને ઝુંડો તો અવિચળ તપવા જોઇએ. હવે એ કર્તવ્ય તમને સૌને ભળે છે.'

એવી મતલબનો કર્તવ્યબોધ કરી, હિન્દવી મહારાજ્યના સ્થાપકે પોતાનું છેલ્લું કર્તવ્ય બજાવી લીધાનો સંતોષ લીધો. એ બોધ સાંભળનાર સમુદાયમાં જાણે નવી જીવનદીક્ષા લીધાનો ઉત્સાહ વ્યાપી રહ્યો.

આખરે એ અંતિમ ઘડી આવી પહોંચી. વર્ષ ૧૬૮૦ના એપ્રીલ માસની પાંચમી તારીખના મધ્યાહ્નની એ ઘડી. એ ઘડીએ મહારાજનો આત્મા જાણે સમાધિસ્થ થયો—અને સમાધિ થોડીવારમાં મૃત્યુમાં પલટાઇ ગઇ. મહારાજનું આત્મતત્ત્વ પરમાત્મતત્ત્વમાં લય પામી ગયું. હિન્દુપતનો તારણહાર હિન્દુઓ વચ્ચેથી ઉપડી અગોચર ધામને પંથે પડ્યો. શિવાજી મહારાજ, હાથે સ્પર્શી શકાય, આંખોએ નિહાળી શકાય એવી પાર્થિવ મૂર્તિ મટીને ઇતિહાસની વિભૂતિ બની ગયા.

# રાષ્ટ્રવીર શિવરાજ

## ( ૧ )

મૃત્યુકાળે શિવાજી મહારાજની સમગ્ર ભારતવર્ષના હિન્દુ સમ્રાટ્ બનવાની ઇચ્છા તો અણુપૂરાયેલી જ રહી : પિતાની માત્ર ૪૦ હજાર હોનની વાર્ષિક આવક આપતી જાગીરમાંથી એક કરોડ હોનની ઉપજ ધરાવતું મહા-રાજ્ય ઘડનાર શિવાજી મહારાજ ' આખા ભરતખંડ ઉપર ભગવા ઝંડાની આણ વર્તાવવી, દિલ્હીનું તખ્ત હાથ કરવું, હિન્દુ પ્રજાને ધર્માંધ ઔરંગઝેબોના અત્યાચારોમાંથી મુક્તિ આપવી, સોમનાથ અને વિશ્વે-શ્વરનાં દેવાલયો ઉપર કોઈ કુડી નજર ન કરી શકે એવો શાન્તિયુગ સ્થાપવો, અટકને પેલે પારનાં રાજ્યો ઉપર પણ ચક્રવર્તીપદ સિદ્ધ કરવું'' એ મહેચ્છાઓ તો ન પૂરી કરી શકયા : પણ તેમને એક મહારાજ્યના મહારાજ બનાવવા પૂરતો તો તેમનો રાજ્યવિસ્તાર થઇ જ ચુકયો હતો.

શિવાજીના મહારાજ્યનો ઉત્તર સીમાડો ઠેઠ ગુજરાતમાં સુરત જીલ્લાના ધરમપુર સંસ્થાન સુધી પહોંચતો હતો : દક્ષિણ સીમાડો ઠેઠ કાર-

વાર અને ગોદાવરીના તીર સુધી વિસ્તરતો હતો: પૂર્વની હદ, નાસિક અને પુના તેમજ સતારા અને કોલ્હાપુરના જીલ્લાઓને પાસમાં લેતી ઠેઠ બાગલાણને સ્પર્શતી હતી: દક્ષિણમાં કાનડી ભાષા બોલતો પશ્ચિમ કર્ણાટકનો પ્રદેશ—ઠેઠ બેલગામથી શરૂ થઈને મદ્રાસ ઇલાકાના બેલારી જીલ્લા સામે તુંગભદ્રાના તીર સુધી પ્રસરતો એ પ્રદેશ—પણ શિવાજી મહારાજના મહારાજ્યનો એક ભાગ બની ગયો હતો. આમ, પિતા શાહજી પાસેથી મૂળ વારસામાં મળેલી પુના, સુપા, બારામતી, ઇન્દાપુર અને માવળ પ્રાન્તના થોડા ભાગની બનેલી એ નાની જાગીરમાંથી, શિવાજી મહારાજના અનુપમ પુરૂષાર્થથી અને ભાવનાભક્તિથી, શિવાજી મહારાજની ભવાનીના પ્રતાપથી, આવડું જબ્બર હિન્દવી સ્વરાજ્ય સ્થપાયું હતું.

મહારાજનું આ મહારાજ્ય મુખ્ય ત્રણ વિભાગો અને ચૌદ પ્રાન્તોમાં વહેંચાયું હતું. ઉત્તર વિભાગમાં, ડાંગ અને બાગલાણનો પ્રદેશ, સુરતની દક્ષિણનો કોળી પ્રદેશ, મુંબાઇની ઉત્તરનો કોંકણનો મુલક અને પુના સુધીનો દક્ષિણનો મુલક—એટલાનો સમાવેશ થતો હતો. દક્ષિણ વિભાગમાં મુંબાઇની દક્ષિણનો કોંકણ પ્રદેશ, સાવંતવાડી અને ઉત્તર કાનડા આવતાં હતાં. અને ત્રીજા પૂર્વ વિભાગમાં સતારા અને કોલ્હાપુર અને બેલગામ અને કારવાર સમાતાં હતાં. શિવાજી મહારાજના છેલ્લા વિજયોને—એટલે વેલોર અને જીંજી સુધી માઇસોર રાજ્યનો મુલક તેમજ મદ્રાસના બેલારી, ચિતુર અને આર્કાટ

જીલ્લાઓ મહારાજ્યમાં ઉમેરાયાંને-હજી પૂરાં બે વર્ષ પણ ન થયાં હોવાથી, એ પ્રદેશનો જૂદો વિભાગ ન્હોતો બનાવાઇ શક્યો. છતાં તે મહારાજ્યનો વિભાગ તો અવશ્ય હતો. આ ઉપરાંત, કાનડાનો ઉચ્ચ પ્રદેશ, દક્ષિણ ધારવાર જીલ્લો અને સુન્દા અને બેદનુર પરગણાં ઉપર પણ ભગવો ઝુંડો રોપાઇ ગયો હતો અને તે બધા મુલકમાંથી મહારાજ ખંડણી ઉઘરાવતા હતા. પણ મહારાજે, તેમના મૃત્યુ સુધીમાં, એ પ્રદેશના પાટનગર બંકાપુરને સર ન કર્યું હોવાથી એ મુલક ઉપર તેમનું આધિપત્ય સ્થપાયું ન્હોતું-એ ફેંસલો હજી ન્હોતો લખાયો.

આ મુલક ઉપરાંત, આસપાસનો બીજો પણ કેટલોક એવો મુલક હતો કે જેમાં વારંવાર સત્તાપલટો થયા કરતો, જે થોડો વખત શિવાજી મહારાજની આણ નીચે આવતો તો થોડો વખત બીજા સત્તાધારીઓની સત્તા નીચે જતો. ખાસ કરીને વિજાપુરના અને મોગલ શહેનશાહતના દક્ષિણના પ્રદેશની એ સ્થિતિ હતી. શિવાજી મહારાજના સૈનિકો, એ મુલક તેમના મહારાજ્યનો ભાગ હોય કે ન હોય, પણ તેમાંથી ચોથ ઉઘરાવવાનો પોતાનો હક્ક તો સદા સ્થાપિત જ રાખતા.

આવડા જબ્બર શિવાજી મહારાજના મહારાજ્યમાં કુલ ૨૪૦ મોટા કિલ્લાઓ હતા. એમાંથી ૧૧૧ તો મહારાજે નવા બંધાવેલા હતા. આ મોટા કિલ્લાઓ ઉપરાંત નાના કિલ્લાઓ તો સેંકડોની સંખ્યામાં ગણાય તેટલા હતા.

આ મહાસામ્રાજ્યની રક્ષા અર્થે મહારાજનું સૈન્યબળ પણ એવું જ જબ્બર હતું. મહારાજના સ્વરાજ્ય–યુદ્ધના આરંભ કાળે તેમની પાસે માત્ર ૧૨૦૦ ઘોડેસ્વાર અને ૨૦૦૦ શિલેદાર (જરૂર પડયે સાથ આપે એવા સ્વાર) હતા. મહારાજના મૃત્યુકાળે તેમના ખાસ ઘોડેસ્વાર ૮૦,૦૦૦ અને શિલેદાર ૨૫૦૦૦ મળી, તેમનું હય-દળ એક લાખ પાંચ હજાર સ્વારોનું હતું. અને પાયદળ–બહાદૂર માવળા લડવૈયાઓનું બનેલું પાયદળ–એક લાખ સૈનિકોનું હતું. આ ઉપરાંત, ૧૨૫૦ હાથીઓ, ૩૦૦૦ ઉંટ, અને ૨૦૦ તોપો મહારાજના યુદ્ધપ્રધાનના અંકુશ નીચે રહેતાં.

સમુદ્રતીરના કિલ્લાઓ જીતવા અને જંજીરાના સીદીઓ તેમજ અંગ્રેજ, ડચ અને ફીરંગીઓ સાથે ખાંડાં ખેલવા, મહારાજે નૌકાસૈન્ય પણ જમાવેલું. કોંકણપટ્ટી સર કર્યા પછી મહારાજને એમ લાગેલું કે એ પ્રાન્તને આસપાસનાં આક્રમણોથી નિર્ભય બનાવવા પોતાનો દરિયાઇ કાફલો જોઇએ જ. મહારાજે દેશાવરથી વહાણોના બનાવનારા કારીગરોને નિમંત્ર્યા. ફત્તેહમારી, નાની ફત્તેહમારી, જહાજ, નૌકાજોડ, હોડી, મહાગિરિ, પડાઉ, મછવા, તરાપા વગેરે જુદી જુદી જાતનાં નાનાં મોટાં ૫૦૦ વહાણો બનાવરાવ્યાં. એ વહાણોમાં તોપો વગેરે લડાઇનો સરંજામ ગોઠવાવ્યો. અને નૌકાયુદ્ધ કરનારૂં જળસૈન્ય સ્થાપ્યું. પોતાના માણસોમાંથી વીણી વીણીને કેટલાયને દરિયાઇ યુદ્ધની તાલીમ આપી અને તેમને

નૌકાસૈન્યના જુદા જુદા દરજ્જાઓના સરદારોના હોદ્દાઓ બક્ષ્યા.

હિન્દવી સ્વરાજ્યના સ્થાપકે દશ લાખ રૂપિયા ખર્ચીને પોતાનું નૌકાસૈન્ય રચવાની મહેચ્છા સિદ્ધ કરી. પણ પાછળથી મહારાજ, વિજાપુર અને મોગલાઇ સાથે યુદ્ધોમાં બહુ જ રોકાયેલા રહેવાથી, નૌકાસૈન્ય તરફ જોઈએ તેવું લક્ષ ન આપી શકયા. એટલે એ દિશામાં જોઇએ તેવી પ્રગતિ થઇ શકી નહીં. છતાં યે, મહારાજના મૃત્યુકાળે, મહારાજનો ભગવો ઝુંડો ફરકાવતી ૬૪૦ નાની મોટી નોકાઓ હોવાની નોંધ મળી આવે છે....

શિવાજી મહારાજનું એ મહારાજ્ય, એ હિન્દવી સ્વરાજ્ય. એ હિન્દુપત પાદશાહી.

(૨)

શિવાજી મહારાજ એકલા વીર યોદ્ધા કે બહાદૂર સેનાપતિ જ ન્હોતા : તે પ્રખર રાજપુરૂષ પણ હતા. શિવાજી મહારાજની પ્રચંડ શક્તિ એકલાં સંહારક કાર્યોમાં જ સોળે કળાએ ખીલતી એમ નહીં; તેમની એ શક્તિ, જગતને ઘડીભર તાજુબ કરી દે એવાં અદ્ભુત સર્જન પણ કરી શકતી. સત્તરમાં સૈકાનો એ નરપુંગવ, તેની ભવિષ્ય વીંધતી પાણીદાર આંખો વડે, તેના કાળ કરતાં ત્રણ ત્રણ સૈકાઓ આગળ જોઇ શકતો અને એ પ્રમાણે અમલ કરી શકતો. એનો જો કોઇ જવલંત પુરાવો જોઇતો હોય તો તે શિવાજી મહારાજની શાસનવ્યવસ્થામાંથી સાંપડી રહે છે.

શિવાજી મહારાજ છત્રપતિ હતા, છતાં યે તેમની રાજ્યવ્યવસ્થાનું અવલોકન કરનાર એક અંગ્રેજ એ મહારાજ્યને પ્રજાસત્તાક તરીકે જ ઓળખાવે છે. શિવાજી મહારાજ મહારાજા અને સર્વસત્તાધીશ સાચા : પણ તેમનો કારોબાર તો પ્રધાન–મંડળ ચલાવતું. નિરક્ષર શિવાજી મહારાજે, રામાયણ અને મહાભારતમાંથી રાજધર્મનું ઉંડું જ્ઞાન સંપાદન કરી–એ વિદ્યાપીઠના પદવીધર બની–અત્યારે પ્રચલિત એવા રાજશાસ્ત્રના સિદ્ધાન્તોના પાયા ઉપર રાજતંત્રની એવી સુન્દર અને ભવ્ય ઈમારત ચણી હતી કે આજે, એ આલેશાન મ્હોલાતનાં ભાંગ્યાતૂટ્યાં ખંડોયેરો જોઇને પણ, એ વિરલ વિધાતાની નિઃસર્ગશક્તિ ઉપર અને તેની પરમ તેજસ્વી બુદ્ધિ ઉપર વારી જવાનું જ મન થાય છે

જુવાન શિવે ૧૬૪૭માં તેની પુનાની જાગીરનો વહીવટ હાથમાં લીધો, તે દિવસથી જ તેણે નવી જ વ્યવસ્થા સ્થાપવા માંડી હતી. તેણે પ્રધાનમંડળની યોજના કરી દરેક પ્રધાનને રાજ્યનો એક એક કારોબારી વિભાગ સોંપી દીધેલો. પ્રથમ પ્રધાનોની સંખ્યા ચારની હતી. ૧૬૭૪ના રાજ્યાભિષેક કાળે એ સંખ્યા, રાજ્યવિસ્તાર સાથે વધીને, આઠ સુધી પહોંચેલી. તે દિવસથી મહારાજે અષ્ટપ્રધાનમંડળ રચ્યું. મુખ્ય પ્રધાન, અમાત્ય (મુજમુદાર), મંત્રી (ખાનગી કારભારી), સચીવ (કચેરી પ્રધાન), સુમન્ત (વિદેશમંત્રી), સેનાપતિ, ધનાધ્યક્ષ અને ન્યાયાધીશ: એ અષ્ટ પ્રધાનના મંડળમાં મુખ્ય પ્રધાન (પેશ્વા) અધ્યક્ષ ગણાતા. મહારાજના બધા ખરીતાઓમાં અને રાજકાજના પત્રો કરારોમાં પેશ્વાની સાથે સહી થતી.

મહારાજે જેવી સંપૂર્ણ પ્રધાનમંડળની યોજના કરી હતી તેવી જ સંપૂર્ણ તેમના સૈન્યની પણ વ્યવસ્થા કરેલી. સૈન્યના માણસો માટે મહારાજે ખાસ નિયમો તૈયાર કરેલા. એ નિયમોનો લોપ કરનારને સખ્તાઈપૂર્વક સજા અપાતી. પ્રથમ તો મહારાજ પોતે પાયદળ કે હયદળ સૈન્યના પ્રત્યેક સિપાઇની જાતે પરીક્ષા કરી તેને નોકરીમાં રાખતા. એ સિપાઇઓને તેમનાં પગારભથ્થાં બરાબર નિયમિત મળી જાય એવી પણ પોતે ખાસ કાળજી રાખતા.

મહારાજે તેમના તમામ નોકરો માટે એક અત્યંત સરસ નિયમ યોજ્યો હતો. પેશ્વા અને સેનાધિપતિથી માંડીને નાનામાં નાના સિપાઈ સુધી સૌને તેમની નોકરીના બદલામાં પગાર જ અપાતો. કોઇને જાગીર કે ગીરાસની નવાજેશ ન થતી. એ કાળમાં મોગલ શહેનશાહ અને બીજાં તમામ રાજ્યો તરફથી જ્યારે તેમના સરદારોને જાગીરો અને ગીરાસો અપાતાં, ત્યારે પણ શિવાજી મહારાજ, એ પ્રચલિત પ્રથાના લાભાલાભ બરાબર વિચારી લઈ એ રાજ્યવિઘાતક નિયમને પોતાની નિયમપોથીમાં ન મૂકવાની હીમ્મત બતાવી શકતા. મહારાજે જોઇ લીધેલું કે જાગીરો અને ગીરાસોનાં દાન એ જ મધ્યસ્થ રાજ્યના સંહારક બળો તરીકે કામ કરે છે અને વહેલા મોડા એ નવાજેશોના ગર્ભમાંથી જ નવાજેશ કરનારની રાજ્યસમૃદ્ધિનો સંહારક કાળ જન્મ ધરે છે. એવી અજબ દૂરંદેશીપૂર્વક મહારાજે જાગીરની પ્રથાને નાબુદ કરેલી અને આજથી અઢીસો વર્ષ પહેલાં પોતાનું સૈન્યતંત્ર રચેલું.

મહારાજનાં સૈન્યો પ્રવાસમાં હોય ત્યારે તેમણે કેવી રીતે વર્તવું એ સંબંધમાં પણ મહારાજે ખાસ નિયમો બાંધેલા. સૈન્ય કૂચ કરવા માંડે ત્યારે સાથે અનાજ, ઘાસ અને ઓષધિઓ પૂરતા પ્રમાણમાં લઈ લેવામાં આવતી. સૈન્યના દરેક સિપાઈની સાથેના સામાનની નોંધ થતી : અને પ્રવાસમાંથી પાછાં ફરતાં, એ મૂળ નોંધ સાથે તેનો સામાન મેળવી લેવાતો. સામાનમાં કંઈ વધારે માલુમ પડે તો તેનો ખુલાસો મગાતો અને ચોરીછુપીથી કે લોકોને પીડીને એ માલ મેળવાયાનું જણાતાં અપરાધીને સખ્ત શિક્ષા થતી. પણ મહારાજના સિપાઈઓને મહારાજનો એટલો ભય લાગતો કે તેઓમાંથી કોઈ ભાગ્યે જ મહારાજના નિયમનો ભંગ કરતો.

કૂચ કરતાં સૈન્યો સંબંધમાં મહારાજના બીજા નિયમો એવા હતા કે કોઈ સિપાઈ કે સરદાર તેની સાથે પોતાની સ્ત્રી, વેશ્યા કે નર્તિકા રાખી શકે નહીં, મદ્યપાન કરી શકે નહીં, કોઈ સ્ત્રી કે બાળક ઉપર હાથ ઉપાડી શકે નહીં, બ્રાહ્મણોને અને દેવસ્થાનોને સ્પર્શી શકે નહીં, ખેડુતોને લૂંટી શકે નહીં. અને આ નિયમમાંથી એકનો પણ ભંગ કરનારને દેહાંતદંડની શિક્ષા થતી.

મહારાજ જ્યારે સૈન્ય સાથે પ્રવાસમાં ન હોય ત્યારે ઉપરના નિયમોનું સ્મરણ કરાવતા પત્રો તેમના સૈન્યાધીશ ઉપર લખતા: અને એ પત્રો સિપાઈઓને ભેગા કરી ઉંચે સાદે વાંચી સંભળાવવાની આજ્ઞા મોકલતા. એવા પત્રો ઇતિહાસ–સંશોધકોને હમણાં હાથ લાગ્યા છે.

શિવાજી મહારાજની એ સૈન્યવ્યવસ્થા.

મહારાજનો મુલ્કી વહીવટ પણ એટલો જ સુવ્યવસ્થિત અને અપૂર્વતાભર્યો હતો. મહેસુલપદ્ધતિ તો ભાગવટીની–ઉપજના ત્રણ ભાગ ખેડુતના અને બે ભાગ રાજ્યના એવી હતી. પણ મહારાજના રાજ્યના ખેડુતોને વચ્ચેના માણસો ન સતાવી શકે એ હેતુથી મહારાજે રાજ્ય અને ખેડુતો વચ્ચે સીધો સંબંધ દાખલ કર્યો હતો.

મોગલાઈ અને આદિલશાહી અને નિઝામશાહી પ્રદેશમાં એવી વ્યવસ્થા હતી કે ત્યાં અમુક ગામ તેના જમીનદાર, દેશમુખ કે દેસાઇને સોંપી દેવામાં આવતું. એ ગામ બદલ, જમીનદારે કે દેશમુખે રાજ્યને અમુક રકમ મહેસુલ તરીકે ભરવી પડતીઃ અને પછી તે, તે ગામના ખેડુતો પાસેથી મરજી મુજબ મહેસુલ અને કરવેરા ઉઘરાવવા સ્વતંત્ર બનતો. તેઓ જે ગામના માંડ રૂા. ૨૦૯ તેમના નૃપતિને ભરતા તે ગામમાંથી રૂા. ૪૦૦૦ સુધીની રકમો ઉઘરાવતા અને ગામલોકોને દુઃખનો અને ત્રાસનો કોઇ પાર રહેતો નહીં. મહારાજે એ પ્રથા બદલી નાંખી. તેમણે પોતાનાં ગામોમાં પગારદાર વસુલાતી માણસો મૂકયા. મુખ્ય વસુલાતી અધિકારી ખેડુતોના ઉભા મોલે રાજભાગ નક્કી કરી જાય તે મુજબ તેમને માત્ર વસુલાત જ કરવાની રહેતી.

મહારાજના આવા મુલ્કી વહીવટથી ગામલોકો પણ ખૂબ સુખ અનુભવવા લાગ્યા. તેઓ સમૃદ્ધ થયા, અને તેમની સમૃદ્ધિ જોઇ, આસપાસનાં બીજા રાજ્યોના ગામ-

લોકો પણ શિવાજી મહારાજના 'સ્વરાજ્ય'ના પ્રજાજન બનવા માંડ્યા. બીજી પાસથી, દેશમુખો અને જમીનદારોની એ અમીરશાહી જમીનદોસ્ત બની. મહારાજના 'સ્વરાજ્ય'માં સમાનતા અને બંધુભાવનું પ્રતિષ્ઠાન થયું.

મહારાજનો ન્યાયકારભાર પણ એટલો જ ઉજ્જવળ અને સુવ્યવસ્થિત હતો. આગળના રાજાઓની જેમ, મનને સુઝે તેમ, કોઈ કાયદા કે ન્યાયસૂત્રોના આધાર વિનાના ફેંસલા આપવાને બદલે મહારાજે ન્યાયમંદિર સ્થાપેલું અને ન્યાયની ચડઉતર અદાલતો અને ન્યાયના ચડઉતર અધિકારીઓની યોજના કરેલી.

મહારાજની ધર્મનીતિ પણ એ મહાપુરૂષને, એ ધર્મવંત નૃપતિને, એ રાષ્ટ્રવિધાયકને શોભાવે એવી હતી. મહારાજ પોતે દૃઢ હિન્દુ હતાઃ પણ તેમના રાજ્યવહીવટમાં તો સર્વ ધર્મો પ્રત્યે સમાન દૃષ્ટિ જ રાખવામાં આવતી અને સર્વ ધર્મોના સ્થાનકોને અને સંતોને રાજ્ય તરફથી સરખો જ આશ્રય મળતો.

મહારાજની નજર સમક્ષ ઔરંગઝેબ બાદશાહના માણસો મથુરામાં વિશ્વેશ્વરનું હિન્દુ ધર્માલય તોડતા અને ત્યાં મસ્જીદ બાંધતા; મહારાજના કાળમાં હિન્દુઓને વટલાવવાની, જાહેર રસ્તાઓ ઉપર ગાયોની કત્લ, કરવાની, હિન્દુ નારીઓની આબરૂ પાડવાની અત્યાચારી પ્રવૃત્તિ ધર્માન્ધ મુસ્લીમો તરફથી કોઈ જાતના અંકુશ કે બંધન વિના આચરવામાં આવતી; એવા ઉશ્કેરનારા વાતાવરણમાં પણ શિવાજી મહારાજ પોતાના સીમાડાઓમાં તો સર્વ પ્રત્યે સમાનભાવે જ વર્તતા હતાઃ

'આ રાજ્ય મારૂં નહીં–શિવનું નહીં–પણ ધર્મનું છે' એવાં વચનો બોલનાર શિવાજી મહારાજની દૃષ્ટિ સમીપ હિન્દુ અને મુસલમાન અને ખ્રીસ્તી–પરધર્મી અને સ્વધર્મી–સૌ સરખા જ હતા.

મહારાજના ધનભંડારમાંથી હિન્દુ દેવાલયોને તેમ મુસ્લીમ મસ્જીદોને એક સરખો જ દ્રવ્યલાભ મળતો હતો. મહારાજ બ્રાહ્મણ પંડિતોને વર્ષાસનો આપતા તેમ ઈસ્લામના સંતોને પણ જીવાઇ આપતા. મહારાજ હિન્દુ સ્થાનકો બંધાવવા અર્થદાન કરતા, તેમ મુસ્લીમ મસ્જીદો માટે પણ એટલી જ ઉદારતા અને સમતા પૂર્વક જોઈતું દ્રવ્ય કાઢી આપતા. શિવાજી મહારાજની એ ધર્મનીતિ. શિવાજી મહારાજના કાળમાં તો શું, પણ આજે યે એમના જેવી સર્વધર્મપ્રીતિ, એમના જેવી સમદૃષ્ટિ ભાગ્યે જ જોવા મળે છે.

શિવાજી મહારાજનું એ રાજતંત્ર. હિન્દુપતના તારણહારની એ રાજ્યવ્યવસ્થા. સત્તરમી શતાબ્દિના રાષ્ટ્રવીરની એ શાસનપ્રથા. આ સર્વગ્રાહી, સર્વગુણાલંકૃત, ભારતના સમગ્ર ઇતિહાસનાં અજોડ એવા નરસિંહ તો હિન્દુ જાતિમાં જ જન્મી શકે.

(૩)

સર્વ ધર્મ પ્રત્યે સમાન પ્રીતિનાં અમીવર્ષણ કરનાર શિવાજી મહારાજની હિન્દુ ધર્મ પ્રત્યેની મમતા તો અતુલ હતીઃ તો યે, રામાયણ અને મહાભારતનાં

ધર્મતત્ત્વોને જીવનનું સર્વસ્વ સમજનારાં-અને એનું જ ઘોળી ઘોળીને પુત્રને પયપાન કરાવનારાં-વીરમાતા જીજાબાઇનાં જાયા શિવાજી મહારાજનું જીવનસૂત્ર હતું કે રાજવી એટલે ધર્મનો રક્ષણહાર.

એટલે જ શિવાજી મહારાજ પોતાના મહા-રાજ્યમાં બ્રાહ્મણ પંડિતોને, મુસ્લીમ મુલ્લાંઓને અને ઇસાઇ પાદરીઓને સમભાવપૂર્વક સત્કારતા. અને મુસ્લીમોની સાથે ભારતવર્ષમાં આવેલા અંધ ધર્મઝનુનના ઓછાયાથી પણ દૂર ન્હાસતા એટલું જ નહીં પણ એવા ધર્મઝનુન પ્રત્યે સખ્ત રોષ દર્શાવતા. શિવાજી મહારાજ વાંચ્છતા કે મારા સ્વરાજ્યમાં જેવી સર્વ-ધર્મપ્રીતિ હું બતાવું છું, મારા સીમાડાઓમાં હિન્દુ, મુસ્લીમ, ઇસાઇ સૌને જેવું સમાન રક્ષણ હું આપું છું, એવી જ સર્વધર્મપ્રીતિ અને એવું જ સમાન રક્ષણ અન્ય નૃપતિઓએ તેમની પરધર્મી પ્રજાને આપવું જોઇએ.

પણ મહારાજની એ વાંચ્છના માત્ર વાંચ્છના જ રહેતી. એ ઔરંગઝેબનો કાળ હતો. અને ઔરંગઝેબ એટલે ભારત-ઇતિહાસનો એકનો એક-અજોડ ધર્માન્ધ મોગલ શહેનશાહ. ઔરંગઝેબ 'ધર્મનો રક્ષણહાર' ન બની શકતો. તે ઇસ્લામનો ઉગ્ર અને ઝનુની પ્રચારક બનવામાં જ જીન્દગીનું સાર્થક સમજતો. એ કારણે, એ સમયે, બીનમુસ્લીમ પ્રજાનાં દુઃખનો કોઇ આરો વારો ન્હોતો.

શિવાજી મહારાજ એ ન સાંખી શકતા. તેમની હૈયાતી છતાં, વિશ્વેશ્વરનાં હિન્દુ દેવાલયો

જમીનદોસ્ત થાય કે હિન્દુઓને બળાત્કારે વટલાવી મુસલમાન બનાવાય એ જીજાબાઈનો ચુસ્ત હિન્દુ પુત્ર ન જોઈ શકતો. તેની આંખોમાંથી અગ્નિ વરસતો; તેની ભવાની મ્યાન બહાર નીકળીને તાંડવ ખેલવાને અધીરી બની રહેતી; છતાં યે રાજનીતિકુશળ શિવાજી મહારાજ કંઈ પગલું માંડવા પહેલાં દીર્ઘ કાળ સુધી ઉંડો વિચાર કરી જોતા.

એવી પુનિત મનોદશામાં શિવાજી મહારાજની ચક્ષુઓ સમીપ જ્યારે મૃત્યુના પડછાયા દેખાવા લાગ્યા, જ્યારે શિવાજી મહારાજના કાનમાં મૃત્યુના દૂતોનાં પગલાં સંભળાવા લાગ્યાં, ત્યારે, ૧૬૭૯ના છેલ્લા મહિનાઓમાં, મહારાજે ઔરંગઝેબ બાદશાહને એક પત્ર પાઠવ્યો. ઔરંગઝેબે હિન્દુઓ ઉપર જઝીયા વેરો નાંખી તેમને અનેક રીતે કચડવા માંડેલા જોઇ, 'હિન્દુત્વના રક્ષણહાર'નું બિરૂદ ધરાવનારા શિવાજી મહારાજે એ 'નાપાક માર્ગ' છોડી દેવા મોગલ શહેનશાહને સદ્બોધ સુણાવ્યો. મહારાજનો એ ખરીતો, તેનાં અનેક વિશિષ્ટ લક્ષણોએ કરીને મહારાજની જીવનકથામાં અનન્ય મહિમાવંત સ્થાન પામે છે.

'શહેનશાહ આલમગીર,

'આપનો સદાનો અને અડગ શુભેચ્છક શિવાજી, પ્રભુની કૃપા માટે તેનાં ગુણગાન ગાઇ અને સૂર્યના પ્રકાશ કરતાં યે વધારે પ્રકાશમાન એવી શહેનશાહની મહેર માટે તેનો અહેશાન સ્વીકારી, આપને જણાવવાની રજા લ્યે છે કે, આ સેવકને, તેના દુર્ભાગ્યને કારણે,

આપની પાસેથી વિદાય લીધા વિના આપની હાજરીમાંથી ચાલ્યા આવવું પડેલું એ છતાં, એની કૃતજ્ઞતાના પુરાવા તરીકે અને આપના સેવક તરીકે, બધી શકય અને સમુચિત સેવાઓ બજાવવા તે સદા તૈયાર જ છે.

'હમણાં મારા જાણવામાં આવ્યું છે કે, મારી સામેની લડાઇઓને કારણે આપનો દ્રવ્યભંડાર ખાલી થઇ જતાં, હિન્દુઓ પાસેથી જઝીયાને નામે દ્રવ્ય નીચોવી શાહી જરૂરિયાતો પૂરી પાડવાનું આપે શાસન કાઢયું છે.

'આપને રોશન થાય કે મોગલ સામ્રાજ્યના એ સાચા સરજનહારે, એ અકબર પાદશાહે પૂરાં બાવન વર્ષ સુધી રાજ્ય કર્યું. તેણે ખ્રીસ્તીઓ, યાહુદીઓ, મુસ્લીમો, દાદુના અનુયાયીઓ, આકાશપૂજકો, જડવાદીઓ, અનિશ્વરવાદીઓ, બ્રાહ્મણો, જૈનો–એ સર્વ વિધવિધ ધર્માનુયાયીઓ પ્રત્યે સમભાવની પ્રશંસનીય રાજનીતિ સ્વીકારેલી. એ દિલસોઝ દિલના પાદશાહની નેમ તમામ રૈયતને રક્ષણ આપવાની હતી. એથી, આજે યે, જગદ્‌ગુરૂના પ્રખ્યાત નામથી તેનું સ્મરણ કરી સૌ કોઇ તેનાં ગુણ ગાઇ રહ્યું છે. અકબરશાહ તેની એ ધર્મ–સહિષ્ણુતાની નીતિને કારણે આ દેશની પ્રજાના હૃદયમાં આજે પણ જીવતો છે.

'પછી, શહેનશાહ નુરૂદ્દીન જહાંગીરે, બાવીસ વર્ષ સુધી આ પૃથ્વી અને તેના વાસીઓ ઉપર તેની શીળી છાયા પ્રસારી. જહાંગીરે તેની માયાથી તેના મિત્રોનાં

કિલ્લા જીતી લીધાં અને તેના યશસ્વી આચરણોથી તેની મનઃકામનાઓ પૂર્ણ કરી.

પછી, શહેનશાહ શાહજહાંનો અમલ–આફતાબ ૩૨ વર્ષ સુધી તપ્યો અને તેણે સારી આલમને અજવાળી મૂકી. શાહજહાંએ પણ એનાં કાર્યોથી સ્વર્ગનું સુખ માણી લીધું–અને સ્વર્ગ એટલે તો આ દુનિયા ઉપરની ભલાઈને માટે મળેલું શુભ નામ અને ઉજ્જવળ પ્રતિષ્ઠા જ ને? કહ્યું છે કે:

જે સારૂં નામ સંપાદન કરી શકે છે તે ત્રણ કાળ સુધી પહોંચતો અમૂલ્ય દોલતની કમાઇ કરે છે; કારણ કે તેના મૃત્યુ પછી, તેના શુભ નામનું સ્મરણ તેને સદા જીવતો જ રાખે છે.

'આવા ઉમદા ખવાસનું એક મંગળ પરિણામ એ આવ્યું કે જ્યારે જ્યારે અકબરશાહે વિજયની ઇચ્છા કરી ત્યારે ત્યારે વિજય અને ફત્તેહ એ શહેનશાહનું સન્માન કરવા તેની સામા આવ્યાં છે. એના જીવનકાળમાં અનેક રાજ્યો અને કિલ્લાઓ જીતાયા અને મોગલ શહેનશાહની આલેશાન ઇમારત ખડી થઈ.

આજે આલમગીર પાદશાહ એ શહેનશાહની રાજનીતિનું અનુસરણ નથી કરતો; એ છતાં મોગલ શાહેનશાહત હજી યે સર્વોચ્ચ સ્થાન ભોગવી રહી છે; એટલા ઉપરથી પણ, એ શહેનશાહોના વૈભવ અને સત્તાનો ખ્યાલ આવી રહે છે. એ શહેનશાહોમાં પણ જઝીયા વેરો નાંખવાની તાકાત હતી. પણ તેમણે ધર્માંધતાને પોતાનાં હૃદયમાં સ્થાન ન આપ્યું. તેમણે ખુદાના સરજેલા

નાનાં મોટાં માણુસોને સમાન લેખ્યાં. તેમણે જુદા જુદા ધર્મો, અરે, માન્યતાઓને પ્રભુની સ્વાભાવિક લીલા તરીકે સ્વીકારી લીધી.

'આજે તેમની મમતા અને તેમની દયાવૃત્તિ, તેમની સહિષ્ણુતા અને તેમની ઉપકારકતા, તેમના સ્મારક તરીકે, કાળની ઇતિહાસ–કથાના પાના ઉપર સુવર્ણાક્ષરે અંકાયેલી ઉભી છે. અને એ ત્રણુ પવિત્ર હૃદયોને માટે, સમસ્ત માનવજાતનાં દિલ અને જીભ પ્રશસ્તિઓ અને પ્રાર્થનાઓ છેડી રહ્યાં છે. અભ્યુદય એ મનુષ્યની શુભ મુરાદોનું પરિણામ છે : એટલે જ, તેમની કારકીર્દી દરમ્યાન, પ્રભુનાં તમામ બાળકોને શાન્તિ અને સલામતીનાં પારણાંમાં સુખભરી મીઠી નિંદ માણવાનું સદ્ભાગ્ય સાંપડતાં, એ ત્રણે શહેનશાહોનો યશવૈભવ વિસ્તર્યો અને તેમનું સુનામ પણ દિગન્તમાં વ્યાપી રહ્યું.

'પણ આપના રાજ્યમાં, આપના કેટલાયે દુર્ગો અને પ્રાન્તો આપનું સ્વામિત્વ છોડી ગયા છે; અને બાકીના પ્રદેશની પણ એ જ દશા નિર્માઇ છે, કારણ કે એમને જીતી લેવાના મારા પ્રયાસમાં હું જરાયે શિથિલ બનવાનો નથી. આપના ખેડુતો અત્યંત બુરી દશા બરદાસ્ત કરી રહ્યા છે. આપના દરેક ગામની ઉપજ ઘટી ગઇ છે–એક લાખની જગ્યાએ માંડ એક હજાર વસુલ કરી શકાય છે અને એક હજારને બદલે, બહુ જ મુશ્કેલીથી, માંડ દશ મેળવી શકાય છે. જ્યારે ગરીબાઇ અને ભિક્ષુકતાએ શહેનશાહો અને શાહજાદાઓના મ્હેલોમાં વાસો કર્યો છે, ત્યારે અમલદારો અને અમીરોની હાલતનો તો સ્હેજે ખ્યાલ આવી શકે છે.

આપનું રાજ્ય એ એવું રાજ્ય છે કે જેમાં લશ્કર ઉશ્કેરાઇને લુંટો ચલાવી રહ્યું છે, વેપારીઓ પોકાર પાડી રહ્યા છે, મુસ્લીમો પણ દુઃખની ચીસો પાડી રહ્યા છે અને હિન્દુઓ તો રીતસર પીલાઇ જ રહ્યા છે—જેમાં અસંખ્ય માણસો, આખો દિવસ મજુરી કર્યા પછી રાત્રે પેટપૂરતું ખાવાનું ન પામવાથી, નિરાશમાં ભીંત સાથે માથાં પછાડી રહ્યાં છે.

આ દશામાં, હિન્દુઓ ઉપર જઝીયાનો જૂલ્મ ગુજારવાનું આપને કેમ સુઝી શકે છે ? વિજળીને વેગે આપની અપકીર્તિ પૂર્વ અને પશ્ચિમ અને ઉત્તર અને દક્ષિણમાં પ્રસરી જશે અને ઇતિહાસની કિતાબોમાં લખાઇ જશે કે હિન્દુસ્થાનનો આલમગીર શહેનશાહ, બ્રાહ્મણ અને જૈન સાધુઓ પાસેથી, યોગીઓ અને સંન્યાસીઓ અને વૈરાગીઓ પાસેથી, કંગાળ અને ભિખારીઓ અને ક્ષુધાતુરો પાસેથી, દુષ્કાળપીડિતો અને બેહાલ પ્રજાજનો પાસેથી જઝીયા વેરો ઉઘરાવે છે ! તવારીખમાં કાળા અક્ષરોએ કોતરાઇ જશે કે આલમગીર ઔરંગઝેબ ભૂખ્યાંતરસ્યાં માણસોનાં મ્હોંમાંથી અનાજનો કોળીયો ઝુંટવી લેવામાં પોતાનું શૌર્ય બતાવી રહ્યો છે ! ઔરંગઝેબ, તારા આ કૃત્યથી સારા તૈમુર કુલના સુનામ અને કીર્તિ ઉપર કાળો રંગ લાગી જશે !

‘ તું જો ઇસ્લામનાં ફરમાનોમાં માનતો હોય, તું જો કુરાનના—પયગમ્બરનાં વચનોમાં વિશ્વાસ મૂકતો હોય તો, તેમાં લખ્યું છે કે ખુદા રબ્બુલ—આલમીન છે અને નહીં કે રબ્બુલ—મુસલમીન. ખુદા સર્વ માણસોનો ખુદા છે, નહીં કે એકલા મુસલમાનોનો અને

ઇસ્લામ અને હિન્દુ એ બન્ને શું છે? એ બન્ને જૂદા જૂદા શબ્દો જ છે. વસ્તુતઃ ખુદા નામના એ ચિતારાએ, તેની આ દુનિયાની છબીને, જૂદા જૂદા રંગોની મેળવણીથી પોતાની આબાદ તસ્વીર બનાવવા યોજેલા એ જુદા જુદા રંગો છે. મસ્જીદ હોય તો યે, તેના નામની જ બંદગીઓ થાય છેઃ અને મંદિર હોય તો યે, તેના નામસ્મરણ અર્થે જ ઘંટારવ ગાજી રહે છે. એટલે, કોઈ એક ધર્મ કે માન્યતા માટે અંધ પક્ષપાત બતાવવો એ ખુદાના પાક ફરમાનનો ભંગ કરવા સમાન છે. ખુદાની એ છબી ઉપર નવી રેખાઓ આંકવી કે નવા રંગો પૂરવા એ ખુદાની પોતાની ભૂલો કાઢવા બરાબર છે.

'ઇન્સાફની દૃષ્ટિએ પણ જઝીયા વેરો એ ભારે અન્યાય છે........અને તે ઉપરાંત, હિન્દુસ્થાનમાં જઝીયા વેરો એ સાવ નવી જ વસ્તુ છેઃ અને અત્યારે હિન્દુઓ ઉપર તે નાંખવો એ એકદમ બીનજરૂરી છે........લોકોને કચડવામાં અને હિન્દુઓ ઉપર જુલ્મ ગુજારવામાં જ જો ઇસ્લામની રક્ષા રહેલી હોવાનું તમે માનતા હો, તો હું કહું છું કે તમારે સૌથી પહેલાં, હિન્દુઓના શિરોમણિ રાણા રાજસિંહ પાસેથી જઝીયા વસુલ કરવો જોઇએ. અને પછી, હું તો તમારી સેવામાં જ હોવાથી, મારી પાસેથી તે ઉઘરાવવો, એ તમારે માટે જરાયે મુશ્કેલ કામ નથી. પણ કીડીઓને અને જન્તુઓને પગ નીચે છુંદવામાં કોઇ શૌર્ય કે બહાદુરી નથી.

'મને તો તમારા અમલદારોની વિચિત્ર વફાદારી જોઇને જ ભારે આશ્ચર્ય થાય છે. તેઓ તમને સાચી

વસ્તુસ્થિતિથી વાકેફ જ કરતા નથી: અને ચોમેર સળગતી આગને માત્ર તણુખલાથી ઢાંકવાનો પ્રયત્ન કરી રહ્યા છે........'

શિવાજી મહારાજનો આ ઐતિહાસિક પત્ર પ્રગટ કરી, મરાઠા સામ્રાજ્યના એ સંસ્થાપક પ્રત્યે અત્યંત કરડી નજરથી નિરખનાર બંગાળી ઇતિહાસકાર શ્રી. જદુનાથ સરકાર પણ ઉચ્ચારે છે કે શિવરાજ તો વિરલ વિભૂતિ હતા : સત્તરમી સદીના નિરક્ષર જાગીરદાર–પુત્રનું જીવન આવી અસામાન્ય પ્રતિભાથી પ્રકાશતું હોય એ ન માની શકાય એવી વસ્તુ છે : પણ હવે તો તે ઇતિહાસ–કથા છે અને શિવરાજના ઉગ્રમાં ઉગ્ર વિરોધકને પણ તે સ્વીકાર્યા વિના છુટકો નથી.

( ૪ )

ભારત–ઇતિહાસના અઘોર અને અત્યંત અટપટા અરણ્યપંથો ઉપર પોતાનો પરમ તેજસ્વી પ્રકાશ પાથરતા જે અનેક ઐતિહાસિક પુરૂષવરો ખડા છે, તેમાં આ શિવાજી મહારાજ એક જ એવો નરસિંહ છે કે જેના માત્ર નામ–સ્મરણથી જ, આજની પરાધીન દશામાં, આપણે ઘડીભર આપણા લોહીમાં વસી ગયેલી દીનતા અને દાસત્વને જાણે ભૂલી જઇએ છીએ અને સ્વાધીન, સ્વમાનપ્રેમી, સ્વદેશપ્રેમી મનુષ્યો તરીકે શ્વાસોચ્છવાસ ખેંચવા મંડીએ છીએ. ભારતની ઐતિહાસિક વિભૂતિઓમાં આ શિવરાજ એક જ એવી વિભૂતિ છે કે જેની કલ્પનામૂર્તિ આપણી ચક્ષુઓ સમીપ ખડી થતાં, આપણે ઘડીભર તો આ દુનિયાનાં દુઃખો ભૂલી જઇએ છીએ;

ઘડીભર આપણી બધી નિર્બળતાઓ જાણે આપણને ત્યજી જાય છે અને દૃઢતા અને નિશ્ચય, કોઇ પુનિત ધ્યેય અને એ ધ્યેયની સાધનાનો પુરૂષાર્થ જાણે આપણા સમગ્ર ચેતનને ભરી રહેતાં હોય એવી વિશુદ્ધ પ્રેરણા અનુભવીએ છીએ. ભારત–ઇતિહાસની આખી અટવીમાં વ્યર્થ ભટકી ભટકીને પાછી ફરતી આંખોને એવી પ્રેરણા-મૂર્તિ તો એક છત્રપતિ શિવાજી મહારાજમાં જ લાધે છે.

સત્તરમી સદીનો સૂર્યોદય થતો હતો. લોહીથી ખરડાયેલા, મુડદાંઓથી ઢંકાયેલા, લુંટારાઓથી છવા-યેલા, આ દુર્ભાગી ભારતના માર્ગો ઉપર, તલ્વારની અણી ભોંકીને બીન–મુસ્લીમોને મુસ્લીમ બનાવવાની વટાળ–પ્રવૃત્તિ પૂર જોસમાં ચાલી રહી હતી. હિન્દુ દેવાલયો અને હિન્દુ તીર્થધામો જમીનદોસ્ત બની રહ્યાં હતાં. હિન્દુ મંદિરોની જમીન ઉપર તે જ પત્થરોથી નવી મસ્જીદો રચાઇ રહી હતી. હિન્દુ પ્રજાનું અસ્તિત્વ કોઇ હજારો માર્ગોએ ભૂંસાઇ રહ્યું હતું. પરદેશી પ્રવા-સીઓ પણ એ ત્રાસ અને એ અત્યાચાર જોઇ કંપી ઉઠતા હતા. કોઇ રામદાસ સ્વામી સમા વિચારસૃષ્ટિમાં બળવો માંડી રહ્યા હતા. પણ, વસ્તુતઃ તમામ મોટાં હિન્દુ રાજ્યોનો કયારનો યે લય થઇ ચૂકયો હોવાથી, અને 'હિન્દુપતનો તારણહાર' બનવાના દુઃસાધ્ય જીવન-કર્તવ્યને જીવનનું નિશાન બનાવી–જીવનની પળેપળની સાધનનું ધ્યેય બનાવી–રણે ચડે એવો અસ્મિતાવાન કોઇ નર શાર્દૂલ નીપજતો ન હોવાથી, હિન્દુ નામનો આ હિન્દુસ્થાન દેશમાંથી નાશ થવાની વેળા આવી હતી. એવે સમયે શિવરાજનો અવતાર થયો.

શિવરાજે જીવનાન્ત સુધી, અત્યાચારી સત્તાઓની સામે સંગ્રામ ખેડ્યો અને તેમના આક્રમણને થંભાવી દીધું—અને એટલું જ નહીં પણ એ આક્રમણનાં પૂર પાછાં વાળી હિન્દુઓમાં સ્વત્વની રક્ષાની નવી ભાવના પુંકી. શિવરાજે હિન્દુઓને શૂરા સમરવીરો બનાવ્યા, અને હિન્દવી મહારાજ્યની સ્થાપના કરી. શિવાજી મહારાજનું એ જીવનકર્તવ્ય. શિવાજી મહારાજે યુગપલટો સાધ્યો, ઇતિહાસનો ક્રમ બદલી નાખ્યો, કશા જ પ્રતિરોધ વિના કચરાતી, પીડાતી, છુંદાતી આ ભારતવર્ષની પુરાણી આર્ય પ્રજામાં પ્રબળ વિરોધનો જુસ્સો જન્માવ્યો. એ શિવાજી મહારાજની સ્વદેશ—સેવા.

શિવાજી મહારાજની કર્મલીલા મહારાષ્ટ્રમાં ભજવાઇ. મહારાજના ભગવા ઝુંડા નીચે ઉભી એ સ્વરાજ્ય—યુદ્ધમાં સાથ આપવાનું મહદ્ ભાગ્ય વિધિએ એક મરાઠાઓને જ આપ્યું. પણ એટલા માટે કાંઇ શિવાજી મહારાજ એક મહારાષ્ટ્રની જ મિલ્કત બની શકે છે ? શિવાજીના વડવાઓ રાજપુતાનાના રણક્ષહારો હતા, અને એ ક્ષત્રિયકુલ મૂળ તો ગુજરાતમાંથી મેવાડમાં સંચરેલું, પણ એ દાવે શિવાજીને કાંઇ એકલા ગુજરાતની પૂંજી કહી શકાય છે ? એ આંક ખોટા છે. એ મૂલ્ય અધુરાં છે. શિવાજી મહારાજ અખિલ ભારતવર્ષની પૂંજી છે. શિવાજી પંજાબ, બંગાળ, મહારાષ્ટ્ર, મદ્રાસ, ગુજરાત, રાજપુતાના, એ તમામ પ્રાન્તોની, પ્રાન્તીય નહીં પણ રાષ્ટ્રીય દૌલત છે. શિવાજી આખી હિન્દી પ્રજાની—હિન્દુ, મુસ્લીમ, શીખ, વગેરે તમામ કોમોની બનેલી હિન્દી પ્રજાની અમૂલ્ય

સંપત્તિ છે. શિવાજી મહારાજને રાષ્ટ્રવીરનું જ સ્થાન શોભે. એ સિવાય એ નરસિંહને નામ૫ ઓસે.

શિવાજીના જીવનની નિર્મળ ભાવે તુલના કરનારાઓ, એ 'ભગવા ઝુંડા'ના સેવકનો જીવન–આદર્શ પ્રીછી, એ પરમ વિરાગી સાધુપુરૂષની સર્વ ધર્મો પ્રત્યેની વિરલ સન્માનવૃત્તિ જાણી, એ રાજપુરૂષ–યોદ્ધાનો સ્વદેશને અત્યાચારો અને સીતમોમાંથી મુક્ત કરવાનો સર્વોપરિ અભિલાષ તુલામાં મૂકી, ફેંસલો લખે છે કે, શિવ જન્મે હિન્દુ છે, કરણીએ હિન્દુત્વની રક્ષા અર્થે ઝુઝ્યો છે, પણ એના જીવનની સિદ્ધિ, જે આજે ત્રણસો વર્ષના કાળવહન પછી આપણી સમક્ષ ઉભી છે તે, તેને રાષ્ટ્રવીરના ગરવા સિંહાસન ઉપર જ સ્થાપે છે. શિવાજી મહારાજનું જીવન એવું ભવ્ય છે અને તેમના કાર્યોમાં એવી પ્રબળ રાષ્ટ્રભાવના, એવી વિશુદ્ધ ધર્મપ્રીતિ, એવી પુનિત કર્તવ્યનિષ્ઠા ઝળહળે છે કે ભારતવર્ષ એને ભારતવીર તરીકે ન આરાધે તો ભારતવર્ષ ગુમાવે–શિવરાજ કે મહારાષ્ટ્ર નહીં, હિન્દુ જાતિ કે હિન્દુ ધર્મ નહીં.

અને હિન્દુ જાતિ તો, જગતના મહાજનોના કીર્તિમંદિરમાં નેપોલીયનો અને ગેરીબાલ્ડીઓની સાથે આસન પામી શકે એવા પ્રતાપી પોતાના આ પુત્રને–શિવરાજને બતાવી ગર્વ લઇ શકે કે, હિન્દુ જાતિ વંધ્યા નથી, હિન્દુ જાતિ યે ભારતીય ઇતિહાસમાં અને જગતની તવારીખમાં આવાં સમૃદ્ધ અર્પણોનો પોતાનો ફાળો પૂરવાને બરાબર સમર્થ છે. હિન્દુ જાતિના ગગન–સ્પર્શતા જંગી વટવૃક્ષની ડાળીઓનું

છેદન ગમે તેટલા જોરથી ચાલી રહ્યું હોય, જગતભરમાં શાખા–બાહુઓ પ્રસારતા હિન્દુ–જાતિના તરૂનાં મૂળ બાળી નાંખવા ગમે તેવા જલદ પ્રયાસો ચાલતા હોય, સદીઓ થયાં પરાધીનતાની તોગ હિન્દુ જાતિના આત્માને ગમે તેવા જોરથી કચડી રહી હોય, પણ એ બધું છતાં, શિવરાજો તો હજી હિન્દુ જાતિમાંથી જ પાકે છે. એવો ગર્વ બીજી કઇ જાતિ લઇ શકે તેમ છે ? એવો ઇતિહાસ બીજી કઈ જાતિ બતાવી શકે તેમ છે ?

હિન્દુઓ કહી શકે કે, શિવરાજના જીવનના પ્રસંગે પ્રસંગમાંથી એક જ ઘોષણા ગાજી રહી છે અને તે એ કે હિન્દુત્વ અમર છે; ગમે તેવી પ્રાણવાન જાતિને પણ ઠેઠ પાતાળમાં હડસેલી દે એવા રાજકીય પરાધીનતાની બેડીઓના શતાબ્દિઓના જીવલેણ દબાણ નીચેથી પણ તે મસ્તક ઉછાળી શકે છે; તેનાં અંગે અંગને છેદી નાંખી તેમને છુટાછવાયાં રઝળતાં કરી નંખાયાં છતાં, તે અંગો ફરીવાર સંયોજન પામી, તેમાંથી ફરીવાર પ્રાણવાન અને પ્રતાપી આત્માની બુલંદ બાંગ ઉઠી શકે છે; હિન્દુત્વ તેની ભુજાઓના બળે ગમે તેવાં વિઘ્નો અને અંતરાયોને ભેદી શકે છે, ગમે તેવાં આક્રમણોની સામે તલવાર વીંઝી શકે છે અને એમ, વીરતાપૂર્વક પ્રતિબળને શમાવી દીધા પછી, ફરીવાર ફુલેફાલે છે. હિન્દુત્વ અમર છે, અજર છે.

હિન્દુત્વની આવી અખુટ શક્તિની સૌ કોઇને પ્રતીતિ કરાવનારા આ શિવાજી મહારાજનો ઉત્સવ

એ સમસ્ત ભારતવર્ષનો અને અખિલ ભારતીય પ્રજાનો ઉત્સવ છે. જુવાનોનો જીવન-આદર્શ બની શકે એવા એ વીરનો ઉત્સવ એ સર્વ ધર્મોના અને સર્વ વર્ગોના ભારતીય યુવકોનો ઉત્સવ છે. ગુજરાત, ગુજરાતના યુવકો, એ ઉત્સવદિને-આવતા *મંગળવારના પર્વદિને-શિવરાજની જીવનકથાની ઝાંખી કરજો, જે આદર્શોને માટે અને જે ભાવનાઓને માટે શિવરાજ ઝુઝયો છે, તે આદર્શો અને તે ભાવનાઓમાંથી એકાદને, આછી અધુરી, જીવનમાં પધરાવજો. પુરૂષવરોની જયન્તીઓનો એ અર્થ છે. રાષ્ટ્રવીરોના જન્મોત્સવોનો એ અર્થ છે. એવી જયન્તીઓ અને એવા જન્મોત્સવો વેળા એવાં પ્રતાપી જીવનોમાંથી, એ જીવનોને પ્રતાપી બનાવનારી ભાવના અપનાવી લેવાની હોય છે. એથી જ એ ઉત્સવો સહેતુક અને સાર્થક બને છે. ગુજરાત, શિવરાજની જીવનભાવના તું અપનાવી લેજે; શિવરાજનો ઉત્સવ ઉજવી એટલી કમાઇ કરી લેજે; અને ગુજરાતી નરનારો, શિવરાજના જય જયકારથી ગુજરાતને ગજાવી મૂકજો; એ વીર યોદ્ધાની, એ ઉજ્જવળ દેશભક્તની તમારા હૃદયમાં પ્રતિષ્ઠા કરજો.

*શિવાજી ત્રિશતક જન્મજયન્તી : ૩, ૫, ૧૯૨૭.

**શિવાજી-મહોત્સવ** જેવા ઉત્સવો પ્રજાને, તેના ગરવા ભૂતકાળનું સાચું દર્શન કરાવે છે : અને એવા ઉત્સવો ઉજવવા એ પ્રજાનો કાયદેસર અધિકાર છે. વિપત્તિઓના ખડકો ભેદીને પોતાનો માર્ગ કરનારા સ્વદેશી વીરોની પૂજા કરવાથી, પ્રજામાં ઉત્સાહ પ્રગટે છે, નવચેતન સ્ફુરે છે, નવું શૌર્ય પ્રેરાય છે. આવી વીર-પૂજા રાષ્ટ્રીય નિરાશાનો સચોટ પ્રતિકાર કરી શકે છે.....અને વીર-પૂજા એ તો માનવ-સ્વભાવમાં સુદઢપણે સ્થપાયેલી સ્વાભાવિક ઉર્મિ છે : એ ઉર્મિને ન કોઇ રોકી શકે, ન કોઇ વિદારી શકે. આજે આપણી રાજકીય લડતમાં કોઇ સ્વદેશ-વીરની પૂજામાંથી મળતી નવ પ્રેરણાની જરૂર છે, અને એ અર્થે સકળ ભારત-ઇતિહાસમાં શિવાજી એક જ એવો વીર છે. શિવાજી એવા કાળે જન્મેલો કે જ્યારે પ્રજાને તે વેળાના અસહ્ય અત્યાચારોમાંથી મુક્તિ જોઇતી હતી. અને શિવાજીએ, તેના આત્મ-ભોગ અને વીરત્વથી સિદ્ધ કરી આપ્યું કે હિન્દુ-સ્થાન પ્રભુનો ત્યજાયેલો દેશ નથી.....શિવાજીના જીવનનો એકે-એક પ્રસંગ અનુકરણીય છે એમ કોઇ ન માને. ભારતના નવ-જુવાનોને તેના જીવનમાં જે સંઘરવા જેવું છે તે શિવરાજનો જુસ્સો, તેનું નિશ્ચયબળ, તેની સ્વદેશ-પ્રીતિ, તેની સ્વધર્મ-નિષ્ઠા, તેનું આત્મસમર્પણ....આજે વખત બદલાયો છે. હિન્દુ અને મુસલમાન બન્નેના પગમાં બેડીઓ પડી છે : બન્નેને નવ પ્રેરણાની જરૂર છે : અને ભારત-ઇતિહાસમાં શિવાજી એક જ, સ્વાતંત્ર્ય-વીર તરીકે, બન્ને કોમને નવ પ્રેરણા આપી શકે તેમ છે. શિવાજી મહોત્સવનો એ એક જ ઉદ્દેશ અને અર્થ છે.

( પુનામાં શિવાજી મહોત્સવ વેળા ૧૯૦૭માં લોકમાન્ય તિલક મહારાજે કરેલા ભાષણમાંથી )

# જીવન-પરાગ

(૧)

દક્ષિણના ડુંગરાઓમાં જાણે આજે યે એકલા અટુલા ભટકતા દેખાતા એ પુરૂષવરનું—શિવાજી મહારાજનું—પ્રાતઃસ્મરણીય નામ સ્મરણે ચડતાં, ઈંગ્લાંડના એ ક્રોમવેલ અને ઇટાલીના એ ગેરીબાલ્ડી, અમેરિકાના એ અબ્રાહમ લીંકન અને હંગેરીના એ ડીકની મૂર્તિઓ આંખ સામે ખડી થાય છે. ત્રણસો વર્ષ પહેલાં, મહારાષ્ટ્રમાં સ્વાધીનતાનો ભગવો ઝુંડો ફરકતો કરનાર એ રાષ્ટ્રવીર નરસિંહની રોમાંચકારી જીવનલીલા અંતર–ચક્ષુથી નીરખતાં, ઘડીભર એમ જ મનમાં વસી જાય છે કે આજે યે, તેના જીવન–સાથી ઘોડા ઉપર પલાણેલો એ પુરૂષ, પુનાના રાજમાર્ગ ઉપર એકાકી ઉભો ઉભો, ફીરંગીઓનું પ્રબલ સામ્રાજ્ય અને હિન્દીઓની એટલી જ નિરાધાર નિર્બળતાને લાલ આંખે જોતો જોતો, તેના મરાઠા સરદારોને પડકારી રહ્યો છે કે 'અય મર્દો, ફરી એક વાર સંઘબળ જમાવો અને સમરાંગણની વાટ લ્યો!' આટલું પ્રેરણાદાયી, આટલું પ્રતાપી જીવન હિન્દના ઇતિહાસમાં બીજા કયા નરનું છે?

રાષ્ટ્રવીર શિવાજી મહારાજ એ કંઈ એક મહારાષ્ટ્રની જ દૌલત નથી; પણ તે સમસ્ત હિન્દુસ્થાનની અને સકળ માનવ જાતની સમૃદ્ધિ છે. એ નરશાર્દૂલ એક મરાઠા કોમની જ નહીં, એક હિન્દુ જાતિની જ નહીં, પણ દુનિયાના પડ ઉપર જ્યાં જ્યાં સ્વાધીનતાના પૂજારી અને શુરવીરતાના ભક્તો વાસ કરતા હોય, જ્યાં જ્યાં સ્વાર્થત્યાગનો મહિમા મનાતો હોય, ત્યાં ત્યાંની તમામ પ્રજાઓની એ મિલ્કત છે.

અને છતાં, ક્રોમવેલ અને ગેરીબાલ્ડીની ગુણ–ગાથાઓ અજબ ભક્તિભાવપૂર્વક ગાનાર એના એ અંગ્રેજ ઈતિહાસકોએ આ પુરૂષને કેવો કદરૂપો ચિતર્યો છે? એક અંગ્રેજે, એ અનન્ય દેશભક્તને અને સમરવીરને લુંટારાઓનો સરદાર આલેખ્યો છે, ત્યારે બીજાએ તેને રખડુ મવાલી માન્યો છે અને ત્રીજાએ 'ડુંગરનો ઉંદર' કહ્યો છે. અને એ આપણાં બાળકો, આપણી શાળાઓમાં, આપણા દેશના ઇતિહાસ તરીકે ભણે છે!

શિવાજીનો અવતાર થયો, ત્યારે ભારતવર્ષની અતિ કરૂણ દુર્દશા હતી. ઇસ્લામની ઉજ્જવલ પ્રણાલીઓ ભુંસાવા માંડી હતી. મોગલોના અંતિમ દિવસોમાં પ્રજા અરાજકતાના અને અસ્તવ્યસ્તતાના ત્રાસ નીચે, જૂલ્મ જહાંગીરી અને કરવેરાની અતિશયતાના ભારણ નીચે, પીલાતી હતી. મુસ્લીમ ખલીફાઓની સાદગી અને પવિત્ર જીવનની પરંપરા તૂટી હતી, અને ઇસ્લામનાં અનિયન્ત્રિત બળો હિન્દુ શિલ્પકળાના સર્વોત્તમ નમુનાઓને, પયગમ્બરને નામે, જમીનદોસ્ત કરવામાં મચ્યાં હતાં. એ વખતે શિવાજીએ તેના અનુપમ બાહુબળથી, હિન્દુ-

ત્વની અને હિન્દુ દેશની રક્ષા કરી, અને 'રક્ષણહાર'નો ગૌરવપ્રદ ખિતાબ તેના નામ સાથે જોડાયો.

એટલે જ, હિન્દુઓ આજે શિવાજીને હિન્દુવટના રક્ષણહાર તરીકે પિછાની ગૌરવ લ્યે છે. અને એ સાચું જ છે. તેણે મુસ્લીમ આક્રમણકારીઓ સામે તેના સૈનિકોની કિલ્લેબંદી રચી, મહારાષ્ટ્રની રક્ષા કરી એ નિર્વિવાદ છે. પણ શિવાજી મહારાજની પૂજા તો એક હિન્દુ તરીકે કરતાં એક હિન્દી તરીકે થવી ઘટે છે. આજે યે જૂના મરાઠી દફતરોમાંથી એ શિવાજીએ તેના સિપાઇઓને સંબોધેલાં ફરમાન નીકળે છે કે 'મુસ્લીમોના હિન્દુ મંદિર ઉપરના હલ્લા વખતે સામે થજો, પણ કદિ મુસ્લીમ ફકીર કે મુસ્લીમ મસ્જીદ ઉપર હાથ ન ઉગામશો.' શિવાજીની રગેરગમાં હિન્દુ સંસ્કૃતિનાં અમૃત વહેતાં હતાં; એટલે જ તેની દ્રષ્ટિ રાષ્ટ્રવિધાતાની હતી.

અને આ મહાનુભાવના હૃદયમાં કેવા કેવા ઉદ્દાત્ત ગુણોનું સંમેલન થયું હતું? કદાચ એ જ શક્તિ તેના બધા વિજયોની અને તેની જ્વલંત જીવનલીલાની વિધાત્રી છે. એ ઉદ્દાત ગુણોનાં અનેક દ્રષ્ટાંતો મશહુર છે; પણ એ માંહેના થોડા મુખ્ય પ્રસંગો, એ પુરૂષવરના ભવ્ય જીવનનાં સંસ્મરણો તરીકે, અહીં ઉતારીએ.

(૨)

શિવનેરના કિલ્લામાં માતા જીજાબાઇની છાયામાં રામાયણ અને મહાભારતના વીરોની સાથે મૈત્રી ખેલતાં

ખેલતાં અને પુનામાં ગુરૂદેવ દાદાજી કોંડદેવની દેખરેખ નીચે યુદ્ધની તાલીમ લેતાં લેતાં, શિવાજીના જીવનમાં ચૌદમા વર્ષનું પ્રભાત ઉગ્યું. શિવને અને જીજાબાઇને શાહજી રાજાએ પોતાની પાસે થોડો વખત વિજાપુર તેડાવ્યાં. સુદઢ શરીર અને ભવ્ય મુખમુદ્રા વાળા, અસ્ત્ર-શસ્ત્રની સર્વ પ્રકારની યુદ્ધકળામાં કુશળ એ ચૌદ વર્ષના ચકોર છોકરાને જોઇ વિજાપુરના મુસ્લીમ અમીરો અંજાઈ ગયા.

શાહજી રાજાના મિત્ર સરદારો પણ શાહજીના આ પ્રતાપી પુત્રને જોઈ ખુશ ખુશ થઇ ગયા. શિવનો મહિમા આદિલશાહ બાદશાહ પાસે પહોંચ્યો. બાદશાહને શિવને જોવાની ઈચ્છા થઈ. શાહજી રાજાને શિવને કચેરીમાં તેડી લાવવા આગ્રહ થયો. શાહજી સમજ્યા કે ભાગ્યદેવી પ્રસન્ન થઈ, બાદશાહની મહેર ઉતરી. શાહજીએ ઘેર જઇ શિવને બીજે દિવસે સવારે કચેરીમાં આવવા તૈયાર થવા કહ્યું.

શિવને એ વાત ન રૂચી. એ નાની અવસ્થાએ પણ શિવમાં એવાં સ્વમાનપ્રેમ અને સ્વધર્મપ્રીતિ પ્રગટી ચુક્યાં હતાં કે તેને મુસલમાન બાદશાહને સલામ કરવી એ મોતની સજા જેવું અકારૂં લાગતું. બીજી તરફથી બાદશાહી કચેરીએ પહોંચતા રાજમાર્ગ ઉપર છચોક મુસ્લીમ કસાઈઓ ગોવધ કરતા એ શિવથી જોઈ શકાતું નહીં. શિવે કચેરીમાં આવવા ના સંભળાવી.

શાહજી નારાજ થયા, રોષિત થયા. જીજાબાઇ દ્વારા, શિવના મિત્રો દ્વારા, અન્ય ઉમરાવો અને સરદારો દ્વારા શિવને બાદશાહનું અપમાન ન કરવા સમજાવ્યો. આખરે

શિવ તૈયાર થયો. બાદશાહને કેમ સલામ કરવી, કચેરીમાં કેમ બેસવું વગેરે શાહજીએ શિવને આગળથી શીખવ્યું. શિવે એ બધું ચુપચાપ જોયું. પછી પિતા પુત્ર દરબારમાં ચાલ્યા.

શિવ તો ભર કચેરીમાં, અડગ પગલે, સડસડાટ ચાલીને, બાદશાહના આસન પાસે થઇને, બાદશાહને કચેરીના રિવાજ મુજબ કુર્નિસ કર્યા વિના પિતાની પાસે જઇને બેસી ગયો. બાદશાહે શિવના ખબર અંતર પૂછયા. ઝવેરાતની ભેટ આપી. શિવે તે ચુપચાપ લઈ લીધી. શિવની વતી પિતાએ ખુલાસો કર્યો કે પુત્ર કચેરીના રિવાજોથી અપરિચિત છે એટલે આપને કુર્નિસ–સલામ નથી કરી. દરબાર પૂરો થયો.

જાણે સજા પૂરી થઇ હોય તેમ, શિવ પિતાની સાથે દરબારમાંથી ઘેર પાછો આવ્યો. બાદશાહે આપેલાં ઝવેરાત અને આભૂષણ ફેંકી દીધાં. શિવનું આવું વર્તન જોઇ શાહજીને ભારે સંતાપ થયો. પણ મુસ્લીમ સત્તાઓની સામે જીવનભર ઝઝુમનાર, હિન્દુપંતના તારણહાર શિવાજી મહારાજની આ બાળ આકૃતિ છે એ, એ કાળે, શાહજીને કયાંથી સુઝે?

પછી તો બાદશાહના આગ્રહને વશ થઇ, શાહજી રાજાને શિવને વારંવાર દરબારમાં તેડી જવો પડતો. દરેક વેળા શિવ તો, બાદશાહને કુર્નિસ કર્યા વિના પોતાને સ્થાને બેસી જતો. એ જોઇ બાદશાહના દિલમાં સંશય ઉત્પન્ન થયો. બાદશાહે શિવને પૂછી જોયું. શિવે અજબ સમયસૂચકતા વાપરી, શાહજીને માથે કશો જ દોષ

ન આવે એવો ઉત્તર દીધો: 'મારા પિતાજી મને હંમેશાં મુજરો કરવાનું કહે છે. પણ હું ભૂલી જાઉં છું અને આપને સલામ કરીને બેસી જાઉં છું. આપ અને મારા પિતા મારે મન એક સરખા જ છે. એટલે આપે એ સલામને જ કુર્નિસ માની લેવી.' શિવની ચપળતા જોઈ બાદશાહ હસી પડ્યા. શિવ અને શાહજી, સુખરૂપ ઘેર આવ્યા.

પછી યે, શિવને ન રૂચતું છતાં, શાહજીની ઇચ્છાથી તેને વારંવાર કચેરીમાં જવું પડતું. એક દિવસ શિવ કચેરીમાંથી પાછો ફરતો હતો, ત્યાં રાજમાર્ગ ઉપર એક મુસ્લીમ કસાઇ ગોવધ કરતો નજરે પડ્યો. શિવની નજરે એ દૃશ્ય આવી ગયું. પિતાની હાજરીમાં એ દૃશ્ય જોઇ હંમેશા અંતરમાં ઉંડો ઉતરી જતો એનો રોષ, આજે પિતા સાથે ન હોવાથી બહાર ધસી આવ્યો. શિવે કેડેથી તલ્વાર ખેંચી કસાઇ ઉપર હલ્લો કર્યો અને ગાય છોડાવી. શિવના આક્રમણના આ વર્તમાન તત્કાળ સારા નગરમાં પ્રસરી ગયા.

વિજાપુરના મુસ્લીમ ઇતિહાસમાં કદિ ન બનેલું, ન જોયેલું, ન સાંભળેલું, શિવને હાથે બનતું જોઇ મુસ્લીમોમાં સંક્ષોભ થયો. બીજે દિવસે દરબારમાં ચર્ચા થઇ. આદિલશાહ પાસે શાહજીનું બહુ માન હોવાથી, તેમજ શિવ પ્રત્યે બાદશાહનો સારો ભાવ હોવાથી, એ વાત એટલેથી જ અટકી ગઇ. તો યે શિવે તો તે દિવસથી દરબારમાં જવાનું બંધ જ કર્યું.

શાહજી ઉદ્વિગ્ન ચિત્તે એકલા દરબારમાં જવા લાગ્યા. બાદશાહે ઘણા દિવસ સુધી શાહજીને એકલા જોઇ શિવના

સમાચાર પૂછયા, તેની ગેરહાજરીનું કારણ પૂછયું. શાહજી કંઇ જવાબ આપે તે પહેલાં જ સરદાર મીર જુમ્લાએ બાદશાહને વિનતિ ગુજારી કે 'રાજમાર્ગ ઉપર થતો ગોવધ શિવથી ન જોઇ શકાયાથી એ દરબારમાં નથી આવતો. હિન્દુ મુસ્લીમ પ્રત્યે સમાન દષ્ટિ રાખનારા આપના અમલમાં, હિન્દુઓ જેને અત્યંત ઘૃણાસ્પદ પાપકર્મ કહે છે એવું ગોવધકાર્ય ઉઘાડે ચોક થાય એ ઉચિત નથી.'

બાદશાહે આજ્ઞા ફેરવી કે 'શહેરમાં કોઇએ ગોવધ કરવો નહીં, કોઇએ દુકાનમાં ગોમાંસ વેચવું નહીં. એ આજ્ઞાનો લોપ કરનારની સામે કોઇ હિન્દુ હાથ ઉગામશે તો તે દાદ સરકારમાં નહીં સાંભળવામાં આવે.'શિવ ફરીવાર કચેરીમાં જવા લાગ્યો. શિવની હોંશિયારી, તેજસ્વિતા અને દઢતા જોઈ, બાદશાહે તેને વારંવાર વસ્ત્રો, આભૂષણો અને મેવા–મિઠાઈ આપવા માંડયાં.

બાદશાહની એ બધી પ્રીતિ છતાં, શિવનું દિલ તો ફરીવાર ઝટ પુના પહોંચવા અને આસપાસના ડુંગરાઓ ઉપર યથેચ્છ ભટકવા માટે જ તલસતું હતું. ચૌદ વર્ષની વયે પણ, શિવના નાના મગજમાં અનેક યોજનાઓ ઘડાઈ રહી હતી.

ત્યાં તો વિધિએ જ એક પ્રસંગ યોજી શિવને જવાની અનુકૂળતા કરી આપી. એક દિવસ એક કસાઇ ગોમાંસ લઇને શહેરના દરવાજા પાસે વેચવા બેઠેલો. શિવ તેના સુહૃદો સાથે ઘોડેસ્વાર થઇને ત્યાંથી નીકળ્યો. કસાઇને જોઈને

શિવના રોષનો કોઈ પાર ન રહ્યો. શિવે ઘોડાની લગામ ખેંચી. તે નીચે ઉતર્યો. કમરેથી તલ્વાર કાઢી ત્યાં ને ત્યાં જ તેનો વધ કર્યો. બાદશાહ પાસે ફરિયાદ પહોંચી. બાદશાહે આ પ્રસંગે પણ કંઇ ખાસ નોંધ ન લીધી : પણ આ પ્રસંગથી નગરમાં તો એટલી જોસબંધ ચર્ચા ચાલી કે શાહજી રાજા મુંઝાઇ ગયા. તેમને એમ જ લાગ્યું કે શિવ ભયંકર બનતો જાય છે : અહીં રહેવાથી કોઈ દિવસ ગંભીર આફત આણશે. શિવને પુના જવા પિતાની આજ્ઞા મળી.

એ સમયે, દાદાજી કોંડદેવ પુના જાગીરનો હિસાબ લઇ વિજાપુર આવેલા : એટલે શાહજીએ શિવને અને જીજાબાઇને તેની સાથે જ પાછાં રવાના કરી દીધાં.

મુસ્લીમ બાદશાહની હકુમતમાંથી મુક્તિ મળવાથી શિવ અત્યંત હર્ષ પામ્યો. પોતાની ભાવી મહેચ્છાઓનો વિજાપુરના સત્તાધીશને ગર્ભિત ખ્યાલ આપી તે પુના આવ્યો : અને માવળ મિત્રોની સાથે પટ્ટાબાજી ખેલવામાં અને લડાઇની રમતો રમવામાં ગુંથાયો. શિવનો બાલ્ય કાળ પૂરો થયો અને સ્વરાજ્યનાં સ્વપ્નાં જોતી ભાવનામસ્ત જુવાનીનો પ્રહર શરૂ થયો.

(૩)

શિવાજીએ કલ્યાણનો કિલ્લો સર કર્યો. કલ્યાણનાં મુસ્લીમ કુટુમ્બો શિવાજીના સૈન્યની સત્તા નીચે આવ્યાં. એક સૈન્ય-નાયકે શિવાજી મહારાજને ખુશ કરવા, તેની અલ્પ મતિ મુજબ, કલ્યાણના પરાસ્ત થયેલા સરદારની

પુત્રીને પકડી, શિવાજીને ભેટ ધરી. એ મુસ્લીમ બાલા અત્યંત રૂપવતી હતી. શિવાજીએ તેના પ્રત્યે એક પવિત્ર નજર નાંખી, તેને બ્હેનના વ્હાલભર્યા સંબોધને બોલાવી, પોતાની માતા પાસે દિકરી તરીકેનું લાલન-પાલન પામવા મોકલી દીધી.

પછી શિવાજી મહારાજે બીજે દિવસે પોતાના સિપાઈઓનો અને સરદારોનો દરબાર ભર્યો. તે બાલાને દરબારમાં બોલાવી. આખી સભા સ્તબ્ધ બની ગઈ. બાલાને ઢળેલે નેત્રે સભામાં પ્રવેશ કરતી જોઇ, શિવાજી તેના માનમાં ઉભા થયા, અને સૌથી ઉંચેરૂં આસન એ યુવતીને આપ્યું. શિવાજી બોલ્યા : 'આ મુસ્લીમ બાલા મારી ધર્મ-ભગિની છે. માતાએ મારૂં પારણું ઝુલાવતાં હાલરડાં ગાયેલાં કે રાવણ મહાન્ હતો, પણ તેણે સીતા પ્રત્યે કુદૃષ્ટિ કરી અને તેનો નાશ થયો. માતાનું એ વચન મારે માટે શાસ્ત્રાજ્ઞા છે. આ બ્હેન જેવું મારી માતાનું લાવણ્ય હોત તો હું પણ તેના જેવો જ સ્વરૂપવાન હોત.'

શિવાજીએ પોતાની ધર્મ-બ્હેનને પહેરામણી કરી, અને પછી તેને તેના પિતા પાસે સહિ-સલામત પહોંચાડી. શિવાજીને ખુશ કરવા આ અપકૃત્ય આચરનાર પેલો સૈન્ય-નાયક આખી સભાના ફિટકારનો માર્યો જાણે ત્યાંને ત્યાં જમીનમાં જ સમાઈ ગયો.

સ્ત્રી માત્રમાં માતૃત્વનાં દર્શન કરનાર શિવના સૈનિકો પણ તે દિવસથી પરસ્ત્રીને માત-બ્હેન

માનતા બની ગયા. વિશુદ્ધ ચારિત્ર્યનાં આવાં ઉજ્જવળ દૃષ્ટાંત ભારત-ઇતિહાસમાં કેટલાંક છે ?

(૪)

શિવ કોલાબા પ્રાન્તનો પૂર્વ ભાગ હબસીઓનાં હાથમાંથી સર કરી લઇ પાછો ફરતો હતો. કોઇએ તેને કહ્યું કે 'ગોવલકર સાવંત નામના એક જાગીરદાર પાસે એક પ્રસિદ્ધ તલ્વાર છે. તેનું મૂલ્ય ત્રણસો હોન છે. એ તલ્વાર અતિ પ્રતાપી છે. જગદંબા ભવાની માતાની એ પ્રસાદી છે. એ તલ્વાર પહેરનારને તેની તમામ લડાઇઓમાં સદા વિજય જ મળે એવો તેને વર છે. આપની પાસે એ તલ્વાર હોવી જોઇએ.'

શિવે તલ્વારની ગુણગાથા ગાનાર સામી નજર માંડી. શિવની આંખો નિઃસ્પૃહતાથી ચમકી રહી. શિવે કહ્યું : 'ભવાની માતાની એ પ્રસાદી મને પ્રાપ્ત થાય તો એટલાં મારાં સદ્‌ભાગ્ય; પણ એ કોઇની પાસેથી ઝુંટવી ન લેવાય. એથી એ તલ્વારની દાત્રી ભવાની માતા નારાજ થાય. મારે એ ભવાની તલ્વાર ન જોઇએ.'

શિવની નિઃસ્પૃહતા અને ઉચ્ચ નીતિશીલતાની વાત ગોવલકર સાવંતની પાસે પહોંચી. તેને સુઝ્યું કે આવા મહાન્ નરની કમરે જ એ તલ્વાર શોભે. ગોવલકર તલ્વાર લઇને શિવને મળવા આવ્યો. શિવને પ્રણામ કરી તેમના ચરણોમાં તલ્વારની ભેટ ધરી. ગોવલકરે શિવને એ ભવાની તલ્વારની આખી કથા સંભળાવી.

નિઃસ્પૃહતા બતાવતાં છતાં આવી અમૂલ્ય તલ્વાર સાંપડી એ જોઈ શિવે હર્ષરોમાંચ અનુભવ્યો : ગોવલકરને પ્રેમથી ભેટયો અને તેને ત્રણુસો હોન અને કીમ્મતી પોશાકની ભેટ આપી.

પછી તો શિવને એ ભવાની તલ્વાર ઉપર અનહદ પ્રેમ જામ્યો. શિવ, દરેક ચડાઇ વખતે, સદા તેને સાથે જ રાખતો. શિવ એમ જ માનતો કે એ તલ્વાર જ તેને બધા વિજયો અપાવે છે. શિવ સદા એ ભવાનીની પૂજા કરતો અને નવરાત્રના દિવસોમાં તો ભવાની માતાના ચરણુમાં તેની સ્થાપના કરી, તેની ભક્તિમાં લીન થઇ જતો. ભવાની ઉપર એટલી ભક્તિ ન્યોછાવર કર્યા પછી, વિજયાદશમીની પ્રભાતે શિવ વિજય–પ્રસ્થાન માંડતો અને દરેક વખતે ‘ હિન્દવી સ્વરાજ્ય’નો વિસ્તાર વિસ્તારી પુનઃ ઘેર આવતો.

શિવના જીવનમાં તેની ભવાની તલ્વારને અત્યંત મહિમાભર્યું સ્થાન છે.

( ૫ )

શિવે અતિ કઠોર બનીને અનેક રણુસંગ્રામ ખેલ્યા, શત્રુના મુલકમાં ખુબ લુંટો ચલાવી, દુશ્મનનો પીછો લેવામાં અત્યંત નિષ્ઠુરતા બતાવી : એ છતાં તેના હ્રદયમાં તો દયાનાં અમૃત જ છલકતાં હતાં. એ દયાવૃત્તિ જ, દુઃખ અને દીનતા ન જોઈ શકવાથી જન્મતી. એ પુણ્યપ્રકોપની વૃત્તિ જ શિવના આખા જીવનની ચાવી છે. અને એ વૃત્તિએ જ શિવને કેટલી યે વખત અણુધાર્યા લાભ આપ્યા છે.

શિવે હબસીઓના તાબાના રાજાપુર શહેર ઉપર હુમલો કરેલો. એ વેળા શિવને બાલાજી આબાજી નામના એક બ્રાહ્મણ તરફથી ફુટડા અક્ષરોમાં લખેલી એક અરજી મળી. અરજીમાં બાલાજીના કુટુમ્બની દુઃખકથા લખી હતી. બાલાજીના પિતા આબાજીને જંજીરાના હબસીઓનું કારભારૂં કરતાં કેવી રીતે મારી નાંખવામાં આવ્યા, પાછળથી આબાજીના પરિવારને કેવી રીતે રાજાપુરમાં ગુલામ તરીકે વેચવામાં આવ્યો અને છેવટે બાલાજી, ચીમણાજી અને શામજી એ ત્રણે ભાઈઓ અને તેમની વૃદ્ધ માતા કેવી રીતે દુઃખમાં દિવસો કાઢતા હતા—એ આખું બયાન વાંચીને શિવનું હૃદય ભરાઈ આવ્યું. બીજી પાસથી, એ અરજીના લખનાર બાલાજીના મોતીના દાણા જેવા, મરોડદાર, મનોહર અક્ષરો જોઇ, શિવ તેના ઉપર પ્રસન્ન થઇ ગયો.

શિવે જવાબ પાઠવ્યો કે તમારા માટે નોકરી તૈયાર છે. બાલાજી ખુશી ખુશી થઈ ગયા. પણ રાજાપુરના વેપારીઓનું દેણું ભર્યા વિના તેમનાથી શિવની ચાકરી સ્વીકારાય તેમ ન્હોતું. શિવની પાસે એ મુશ્કેલી રજુ થઇ.

શિવે બાલાજીને પોતાની પાસે બોલાવ્યા. તેમની માતા અને બીજા બન્ને ભાઈઓને પણ બોલાવ્યા. બાલાજીની માતાને આદર આપી શિવે કહ્યું : ‘માતાજી, જેવા આ તમારા ત્રણ પુત્રો છે એવો મને તમારો ચોથો પુત્ર સમજજો. એ ત્રણેને મારી સાથે મોકલો.’ શિવે તત્કાળ બાલાજીને પોતાના ચિટણીસ, ચિમણાજીને

દફતરદાર અને શામજીને રાયગઢના કારભારીના આસને સ્થાપી દીધા.

પછી તો બાલાજીની ઉચ્ચ બુદ્ધિમત્તા અને અડગ સ્વામિભક્તિ જોઇ શિવની તેના ઉપર કૃપા વધતી ગઇ. શિવ તેના તમામ મહત્ત્વના ખરીતા અને શાસનપત્રો બાલાજી પાસે જ લખાવતો. અષ્ટપ્રધાન મંડળની સ્થાપના વેળા બાલાજીને મંત્રીનું મહત્ત્વનું સ્થાન સોંપાયું. બાલાજીએ એ સ્થાન શિવાજી મહારાજના અંતકાળ સુધી ઉમદા રીતે સાચવ્યું.

બાલાજી જેવું રત્ન હાથ લાગી ગયું એ શિવાજીના અનુકમ્પાશીલ હૃદયનો જ પ્રતાપ. એ ગુણને પ્રતાપે શિવાજીને બાલાજી જેવાં બીજાં અનેક રત્નો સાંપડેલાં.

( ૬ )

બાલાજી જેવો જ એક બીજો પ્રસંગ છે. શિવાજી મહારાજે વિજાપુર સરકારને હંફાવી, રત્નાગિરિ, વિજયદુર્ગ, સુવર્ણદુર્ગ, સાળશી, ખારા પાટણ વગેરે સ્થળોએ પોતાનાં થાણાં નાંખવા માંડેલાં. એ સમયે સાતસો પઠાણ મહારાજની ચાકરી શોધતા આવ્યા. વિજાપુર સરકારે તેમને નોકરીમાંથી રજા આપેલી હોવાથી, તેઓ બેરોજગાર ભટકતા હતા. પઠાણોએ મહારાજને અરજ ગુજારી કે 'અમે પૂરેપૂરી વફાદારીથી આપની ચાકરી કરશું. અમને નિરાશ ન કરશો.'

મહારાજે ખુબ વિચાર કર્યો. તેમનું રાજ્ય હજી બંધાતું હતું અને ચારે તરફ શત્રુઓ

પથરાયેલા હતા. એટલે, તેમને ફસાવવાની શત્રુઓની આ પેરવી ન હોય ને ?-મહારાજે ખુબ ઝીણવટથી વસ્તુસ્થિતિ તપાસી જોઇ. મુસ્લીમ સત્તાઓ સામે લડવા જતાં તેમના વિશ્વાસઘાતના ભયની સંભાવના વિચારી જોઇ.

મહારાજે પઠાણોને બોલાવ્યા. તેમની ઉગ્ર ઉલટપાલટ તપાસ કરી : તેમના મનોભાવ વાંચ્યા. આખરે તેમને પોતાના સિપાઇના પટ્ટા પહેરાવ્યા અને રાઘો બલ્લાળ અત્રે નામના પઠાણને એ પઠાણ–ટુકડીની સરદારી સોંપી. શિવાજી મહારાજના એ અનહદ વિશ્વાસથી વશ બની, એ સાતસો પઠાણોએ મહારાજની બરાબર વફાદારીપૂર્વક ચાકરી બજાવી.

પછી તો મહારાજના સૈન્યમાં હિન્દુઓ અને મુસલમાનો કોઇ ભેદભાવ વિના જ ભરતી થવા લાગ્યા. હિન્દુઓની જેમ શાણા અને શૂરવીર મુસલમાનોને પણ લશ્કરમાં ઉંચા હોદ્દાઓ આપવામાં આવ્યા. મુસ્લીમ સત્તાઓની સામે મોરચા માંડવાની જીવનપ્રતિજ્ઞા લઇને ઝુઝનારાઓમાંથી, મુસ્લીમોને પણ એટલી સમાનતાપૂર્વક નોકરીઓ આપનારા–એવી ઉદ્દાત્ત રાજનીતિ આચરનારા તો એક શિવાજી મહારાજ જ હોય.

અને એટલે જ શિવાજી મહારાજને આજે રાષ્ટ્ર-વીરનું ગરવું પદ અપાય છે.

(૭)

શિવે વિજાપુરના મુલક ઉપર અવિરત આક્રમણ શરૂ કર્યા પછી, અને એ આદિલશાહી મુલકના કિલ્લાઓ

એક પછી એક સર કરવા માંડયા પછી, આદિલશાહ બાદશાહ ખુબ છંછેડાયા. તેમણે શિવને શાન્ત પાડવા શાહજી રાજા ઉપર દબાણુ કરવા માંડયું. પણ શિવ તેની સ્વરાજ–સાધનામાં પિતૃ–આજ્ઞા આડે આવતી હોય તો તેનો પણ લોપ કરવા તૈયાર હતો. એટલે વિજાપુરમાં શાહજીની સ્થિતિ બહુ જ ચિન્તાજનક બની ગઈ.

આખરે એક વખત વિજાપુર સરકારે શાહજીને કેદ પકડયા પછી અને તેમને જીવતા ચણી લેવાનો યત્ન કર્યા પછી, શિવના કૌશલથી, શાહજી છુટીને કર્ણાટકની પોતાની જાગીરમાં વસવા લાગ્યા. એ વાતને વર્ષો વીતી ગયાં.

પછી તો શિવના વિજય–ટંકારે સારા મહારાષ્ટ્રને ગજાવી મૂકયો. વિજય ઉપર વિજય મેળવતા પ્રતાપી પુત્રને જોવા શાહજી અધીરા બન્યા. વર્ષો સુધી પિતાનાં દર્શન નહીં કર્યાં હોવાથી, શિવ પણ શાહજીના ચરણમાં લોટવાને તલસી રહ્યો. શિવે અંતરની પ્રેરણાને અનુસરીને, પિતાને અરૂચિકર એવે માર્ગે પ્રયાણ માંડયું હતું: એ છતાં યે શિવની પિતૃભક્તિ તો તેની માતૃભક્તિ જેટલી જ અગાધ હતી. આખરે પુત્રના અત્યંત આગ્રહને વશ બની, શાહજી, તેમનાં દ્વિતીય પત્ની અને પુત્ર વ્યંકોજીને સાથે લઈ શિવના પાટનગરમાં આવવા નીકળ્યા.

શિવે પોતાને આંગણે પ્રભુની પધરામણી થતી હોય એવો આનન્દ–ઉત્સવ માંડ્યો. શિવે શાહજી રાજાના સન્માનની ધામધુમભરી તૈયારીઓ કરી.

શિવે શાહજીના માર્ગમાં આવતા ગામે ગામે સ્વાગતના માંડવાઓ રોપ્યા. શાહજી રાજા તુળજાપુરનાં ભવાની માતા, સિંગણાપુરના મહાદેવ, પંઢરપુરના વિઠોબા અને શિખર શંભુના મહાદેવનાં દર્શન કરતા કરતા પુના તરફ આગળ વધ્યા.

શિવ મોટું સામૈયું કરીને પિતાનો સત્કાર કરવા જેજુરી ગામ સુધી સામો ગયો. મહારાષ્ટ્રની રીત મુજબ શિવે દેવાલયમાં પિતાનાં ચરણમાં પ્રથમ મસ્તક નમાવ્યું. શાહજી રાજાનું યથાવિધિ પૂજન-અર્ચન કર્યું. શિવનું અને શાહજીનું હૃદય ભરાઈ આવ્યું. પિતા પુત્રની આંખો હર્ષાશ્રુથી છવાઈ રહી. બન્નેના કંઠ ગદ્‌ગદિત બન્યા. શાહજીએ શિવને જમીન ઉપરથી ઉંચકી લઇ તેને પ્રેમાલિંગન કર્યું. મેદની શિવની આ પિતૃભકિતનું દૃશ્ય જોઇ રહી.

પછી શિવે પિતાને પાલખીમાં પધરાવ્યા અને તેમની પાદુકા હાથમાં રાખી, નમ્રતાપૂર્વક પાલખી સાથે ચાલવા માંડયું. સવારી પુના પહોંચી. મોટો દરબાર ભરાયો. શાહજી રાજાને શિવે સિંહાસન ઉપર આરૂઢ કર્યા: અને પોતે તેમના ઉપર ચમ્મર ઢાળવા માંડયું. પછી તો શિવે પિતૃ-દર્શનના હર્ષમાં બ્રાહ્મણોને મિષ્ઠાન્ન જમાડયાં, રંકોનું દારિદ્ર ફીટી જાય એટલાં દાન દીધાં.

શાહજી પુના રહ્યા તેટલા દિવસ શિવ દિવસ અને રાત શાહજીની સેવામાં જ રહેતો. શિવે પિતાને પોતાની રાજ્ય-સમૃદ્ધિ બતાવી, રાજ્ય-વ્યવસ્થા સમજાવી,

પોતાના કિલ્લાઓની યોજનાનો ખ્યાલ આપ્યો. શાહ-જી એ બધું જોઇ બહુ આનન્દ પામ્યા.

શાહજીનો વિદાયનો દિવસ આવી પહોંચ્યો. પિતાને સદા પોતાની પાસે જ રહેવા શિવે આગ્રહ કર્યો. પણુ કર્ણાટકની જાગીરની વ્યવસ્થા કરવા કર્ણાટકમાં જ રહેવાની શાહજીએ વૃત્તિ બતાવી. શાહજી અને શિવ ફરી ફરીને ભેટ્યા. શિવે તેના અનુજ વ્યંકોજીને, માતા તુકાબાઇ મોહિતેને મહામૂલ્યવાન ભેટો આપી. શાહજીએ વિદાય લીધી. શિવે, પિતાના આગમન વખતે જે વૈભવથી તેમનું સન્માન કરેલું એજ વૈભવથી તેમના પ્રસ્થાનને વધાવ્યું.

વિખુટા પડવાની ઘડીએ, શિવે બંધુ વ્યંકો-જીને અને પિતાના અનુચરોને, અશ્રુભર્યાં નેત્રોએ સૂચના કરી કે : 'પિતાજી વૃદ્ધ છે. તેમની બરાબર ચાકરી ઉઠાવજો. તે સુખમાં રહે તે માટે બરાબર કાળજી રાખજો.' પછી તો બે વર્ષમાં જ શાહજી મૃત્યુ પામ્યા.

શાહજીએ જીજાબાઇને તરછોડ્યા છતાં, અને શિવને પણ જન્મકાળથી જુદો રાખ્યા છતાં, તેમના પ્રત્યે શિવે જે અનન્ય પિતૃભક્તિ બતાવી તે તો એક શિવમાં જ સંભવે !

(૮)

શિવે વિજાપુરના અફઝલખાનને રોળ્યો અને મોગલ–સુબા સાહિસ્તખાનને શિકસ્ત આપી : એથી શિવના નામે મોગલાઇ અને આદિલશાહી કમ્પતાં હતાં.

ઔરંગઝેબ આગ્રામાં બેઠો બેઠો શિવને સકંજામાં લેવા અનેક ઘાટ ઘડતો હતો. આખરે શિવ જયસિંહના શબ્દોમાં વિશ્વાસ મૂકવાથી ફસાયો. શિવે ઔરંગઝેબની મુલાકાત લેવા આગ્રા જવાનું કબુલ કર્યું. પણ જતાં પહેલાં, શિવે, બુરામાં બુરા ભાવીની કલ્પના કરી, એ મુજબ વ્યવસ્થા કરી કાઢી. શિવની એ દૂરદર્શિતા, એ દીર્ઘદ્રષ્ટિ, તેને શાણામાં શાણા રાજપુરૂષની કક્ષામાં સ્થાપે છે.

આગ્રા જવા માટે ઉપડતાં પહેલાં, શિવે પોતાના અમાત્યો અને પ્રધાનોની સાથે મંત્રણા કરી: ગેરહાજરીમાં કારભાર કેમ ચલાવવો, સ્વરાજ્ય કેમ સાંચવી રાખવું, શત્રુ–દળના હલ્લાઓનો કેમ સામનો કરવો, એની આખી યોજના કરી. પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ, પોતાનો કાળ પૂરો થતાં, હળવે દિલે, રાજ્યની લગામો પોતાના અનુગામીના હાથમાં સોંપે એમ શિવે પોતાના ત્રણ પ્રધાનોને રાજ્યની લગામો સોંપી અને તેમના શાસનને શિરસાવંદ્ય ગણવા રાજ્યમાં આજ્ઞા ફેરવી. શિવે પોતાના સામંતોને અને સિપાઇઓને જાગ્રત રહેવા સૂચના કરી: આગ્રામાંથી સદા પોતાના ખબર મેળવતા રહેવા બોધ દીધો.

છેવટે રાજ્યના સૌ કારભારીઓને ભેગા કરી શિવે પ્રવચન કર્યું કે: 'આ રાજ્ય શિવનું નથી, ધર્મનું છે, એટલે તેની બરાબર રક્ષા કરજો. આગ્રામાં કંઇ વિકટ પ્રસંગ આવી પડશે તો પણ હું, મારા બહાદૂર સાથીઓની સહાયથી, મારો માર્ગ કરી

લઈશ. મારી કંઇ ચિન્તા ન કરજો. શિવ ઔરંગઝેબને પૂરો પડવા સમર્થ છે.' આમ, સર્વ વ્યવસ્થા કર્યા પછી, માતા જીજાબાઈ, અને જગદંબા ભવાનીની આશિષ લઇ, યુવરાજ સંભાજી અને ૭ મુખ્ય સરદાર અને ૪૦૦૦ માવળ સૈનિકો સંગાથે, શિવ આગ્રા ઉપડયો.

કૂચ માંડયા પછી પણ, પોતાના કિલ્લાઓના કિલ્લેદારો કેવો બંદોબસ્ત જાળવે છે એ જોવાનું શિવને મન થયું. એક રાત્રે લશ્કરે મુકામ નાંખ્યા પછી, શિવ એકલો પાસેનો પોતાનો કિલ્લો જોવા નીકળ્યો. કિલ્લાના દરવાજા પાસે જઇને તેણે કિલ્લાના હવાલદારને હાકલ કરી : 'શિવાજી મહારાજ બહાર ઉભા છે. તેમની પાછળ દુશ્મનોનું લશ્કર પડયું છે. માટે દરવાજા ઉઘાડી મહારાજને અંદર લઇ લ્યો.'

હવાલદારને શિવનું શાસન હતું કે ગમે તેવા સંજોગોમાં રાત્રે કિલ્લાના દરવાજા ઉઘાડવા જ નહીં. એ શાસનને હવાલદાર કેમ ઉથાપી શકે ? એ શાસન છતાં હવાલદાર કેમ કિલ્લો ઉઘાડે ? હવાલદારે જવાબ દીધો : 'શત્રુનું લશ્કર આવતું હોય તો તેની સામે થવાને મારાં માણસો મોકલવાની હું વ્યવસ્થા કરૂં છું. પણ દરવાજા તો પ્રાતઃકાળ થયા પછી જ ઉઘડી શકશે.'

શિવે ફરી ફરી વાર, જુદી જુદી રીતે હવાલદારને દરવાજા ઉઘાડી નાંખવા આગ્રહ કર્યો. હવાલદાર અડગ રહ્યો. આખરે પ્રાતઃકાળે દરવાજા ઉઘડ્યા. હવા-

લદારે શિવરાજને ઉભેલા જોયા, પ્રણિપાત કર્યા. શિવે હવાલદારની કર્તવ્યનિષ્ઠાથી પ્રસન્ન બની, તેને શાબાસી આપી, તેની પીઠ થાબડી. શિવ પોતાના કિલ્લાઓની આવી સુવ્યવસ્થા જોઇ હર્ષ અનુભવતો પોતાની છાવણીમાં પાછો વળ્યો.

શિવની આવી દક્ષ વ્યવસ્થાશક્તિના પ્રતાપે જ, તેની ગેરહાજરીમાં, તેનું સ્વરાજ્ય સચવાઇ રહ્યું–ઉલ્ટું, તેમાં થોડા કિલ્લાઓનો ઉમેરો થયો.

(૯)

ઔરંગઝેબ જેવા પ્રપંચકુશળ પાદશાહને પણ છક્કડ લગાવી, શિવે તેનું કારાગાર તોડયું. મહારાષ્ટ્રનો એ નરસિંહ ઔરંગઝેબની આંખો આંજી, તેની આગ્રાની કિલ્લેબંદી ભેદીને ચાલ્યો ગયો, અને કશી જ ઇજા પામ્યા વિના માતા જીજાબાઈનાં ચરણમાં પહોંચી ગયો. એ આખો પ્રસંગ અદ્ભુત અને રોમાંચકારી પરાક્રમોથી ભરપુર છે.

આગળથી પેરવી કરી રાખ્યા મુજબ, શિવાજી મહારાજ અને સંભાજી મિઠાઇના ટોપલાઓમાં બેસી, ઔરંગઝેબની ચોકીઓ સુખરૂપ વટાવી, યમુના નદીને તીરે આવીને ઉભા. ત્યાં તેમના માટે એક પાણીપંથો અશ્વ તૈયાર રાખવામાં આવેલો. શિવે અશ્વ ઉપર સ્વારી કરી, સંભાજીને આગળ બેસાડયો : અને લગામ ઢીલી મૂકી, ઉંચે સાદે પાસેના માણસોને ખબર આપ્યા કે 'મહારાષ્ટ્રનો શિવ જાય છે. ઔરંગઝેબને

ખબર કરજો !' લોકો સામું જુએ ત્યાં તો ઘોડો અદૃશ્ય થઇ ગયો.

શિવ પાસેના એક ગામડામાં પહોંચ્યો. આગ્રા છોડતી વેળા શિવે ઔરંગઝેબનો જાહેર પડકાર કર્યો હોવાથી, શિવ સમજતો હતો કે મોગલ સિપાઇઓનાં જુથનાં જુથ તેની શોધ માટે ચોદિશામાં નીકળી પડશે. શિવે એ સૌને હંફાવવાનો નિશ્ચય કર્યો. શિવે સાધુનો વેશ પહેર્યો, માથે મુંડન કર્યું અને દેહ ઉપર ભભુત લગાવી. સંભાજીને અને બીજા ત્રણ ચાર સાથીઓને પણ ભગવી કન્થા પહેરાવી. પછી બીજી ચતુરાઈ વાપરી—સીધો માર્ગ છોડી આડે લંબાણ માર્ગે સ્વદેશ જવાની.

સંન્યાસી શિવની જમાત મથુરા અને વારાણસી વગેરે તીર્થોનાં દર્શન કરતી કરતી આગળ ચાલી. મથુરામાં શિવે સંભાજીને પોતાના એક આપ્ત જનને ત્યાં ગુપ્ત વેશમાં મૂકી દીધો. પછી પોતે, સાવ ચિન્તારહિત બની, આગળ ચાલ્યો.

મથુરા છોડયા પછી, શિવે માર્ગમાં આવતા પ્રત્યેક તીર્થનાં દર્શન કરવા માંડ્યાં. એક પાસથી ચોમાસું ચાલતું હોવાથી, શિવને આડા માર્ગોએ ચાલવામાં ભારે મુશ્કેલીઓ વેઠવી પડતી—નદીઓમાં પૂર આવતાં હોવાથી, નદીઓ તરીને સામે પાર જવું પડતું અને અજાણ્યા ડુંગરાઓ વીંધીને અને અઘોર જંગલો વટાવીને આગળ ચાલવું પડતું—ત્યારે બીજી પાસથી શિવને કેદ પકડવા ઔરંગઝેબના માણસો આખા ભરતખંડમાં છુટ્યા હોવાથી અને ગમે તે ઉપાયે શિવને

ફરીવાર ગિરફ્તાર કરવા ઔરંગઝેબ પછાડા મારતો હોવાથી, શિવને બહુ જ સાવધ રહેવું પડતું. એ છતાં યે શિવ તો, સપૂર્ણ મનઃશાન્તિથી, દેવાલયોમાં પ્રભુનાં દર્શન કરતો, સ્વદેશને માર્ગે નિર્વિઘ્ન આગળ વધ્યે જ જતો હતો.

એક ગામના ફોજદાર અલ્લી કવાલીએ, શિવાજી આગ્રામાંથી ન્હાસી છુટેલા હોવાના ખબર આગળથી મળેલા હોવાથી, શિવને અને સાથેની મંડળીને, સંશય પડતાં કેદ પકડી. કેદીઓની ઝીણી તપાસ ચાલી. મધરાતે શિવે એકલા ફોજદારની ખાનગી મુલાકાત લીધી, પોતે કોણ છે એ હિમ્મતપૂર્વક ફોજદારને કહી દીધું અને સવા લાખનો હીરો તેના હાથમાં મૂકયો. ફોજદારે ફરજ કરતાં હીરાને વધારે વ્હાલો કર્યો અને શિવ છુટીને વારાણસીને માર્ગે આગળ ચાલ્યો.

વારાણસીમાં શિવ નદીતીરે સ્નાન કરતો હતો. ન્હાતાં ન્હાતાં શિવે ઘાટની બનાવટની ભૂલો બતાવવા માંડી. શિવને સ્નાન કરાવનાર બ્રાહ્મણ એકદમ બોલી ઉઠ્યો : 'તમે સાધુ નથી, કોઈ વેશધારી છો.' બ્રાહ્મણના એ શબ્દો આસપાસનો સમુદાય ઝીલે ત્યાં તો શિવ અદૃશ્ય થઇ ગયો. થોડી જ પળો પછી, ઔરંગઝેબના અનુચરો શિવની શોધ ચલાવવા એ જ સ્થળે આવી પહોંચ્યા. પણ શિવ તો કયાંય અલોપ થઇ ગયો હતો !

શિવ ગયાજીની યાત્રા કરી જગન્નાથજીના દર્શને પુરી જતો હતો. માર્ગમાં તેને ઘોડા

ખરીદવાનું મન થયું. શિવ અશ્વોના એક સોદાગરની પાસે ગયો. એક અશ્વ પસંદ કર્યો. કીમ્મત ઠરાવી. ભૂલથી શિવે રૂપિયાને બદલે સોદાગરને સોનાના હોન આપી દીધા. શિવની ન્હાસભાગના વર્તમાન આ સોદાગરને કાને પણ આવેલા. તે એકદમ બોલી ઉઠયો : 'આ તો શિવાજી જ હોય. નહીં તો રૂપિયાને બદલે હોન આપી દે.' શિવે પોતાની હોનની આખી કોથળી સોદાગરને આપી દીધી અને પોતાની વાત કોઈને ન કરવા સૂચના આપી.

શિવ અશ્વ ઉપર ચડીને આગળ ચાલ્યો. જગન્નાથપુરીની યાત્રા કરી તે પશ્ચિમ તરફ વળ્યો : ગોંડવણ, હૈદ્રાબાદ અને વિજાપુરના મુલકમાં થઈને શિવે સંન્યાસીને વેશે સ્વરાજ્યમાં પગ મૂકયો. સ્વરાજ્યની પ્રજાનાં સુખદુ:ખનું નિરીક્ષણ કરવા માડયું.

એક રાતે શિવ એક ખેડુતને ઘેર ગયો. ભિક્ષા માગી. ખેડુતની ડોશીમાએ સંન્યાસીને ભિક્ષા આપતાં, શિવના સિપાઈઓ ઉપર શ્રાપ વરસાવવા માંડ્યા: 'શિવાજી મહારાજ ઓરંગઝેબની હડમાં પડયા છે; અને પાછળથી તેના સિપાઈઓ અમને લુંટી રહ્યા છે. ઘરમાં કંઈ ખાવાનું ય નથી રહ્યું. મહારાજ, તમને શું આપું? હવે તો શિવ મહારાજ પાછા આવે અને અમને રક્ષણ આપે તો જ અમે ઉગરી શકીએ.' શિવે એ ખેડુત અને તેના ગામનાં નામઠામ નોંધી લીધાં અને પોતે ઘેર પહોંચ્યા પછી એ ખેડુતકુટુમ્બને પોતાની પાસે તેડાવ્યું. તેમને તેમના લુંટાયેલા માલની કીમ્મત કરતાં બમણું

દ્રવ્ય આપ્યું. ખેડુતકુટુમ્બ હરખાતું અને શિવ મહા-રાજનાં ગુણ ગાતું પોતાને ગામ પાછું ફર્યું.

આમ, પ્રજાનાં દિલ વાંચતો શિવ આખરે રાયગઢ પહોં-ચ્યો. એ જ અવધુતના વેશમાં તે માતા જીજાબાઇના દ્વારે જઇને ઉભો. દ્વારપાળ મારફત માતાને કહેવડાવ્યું કે એક સાધુ મળવા માગે છે. પરવાનગી મેળવી દ્વારપાળ સાધુને જીજાબાઈ સમક્ષ લઇ ગયો. શિવે તો એકદમ આગળ વધી જીજાબાઇનાં ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા. અલખ જગાવનારા અવધુતને આમ ધરતી ઉપર આળોટતો જોઇ જીજાબાઇ અચંબો પામ્યાં. અવધુત આગળ વધ્યો. તેણે જીજાબાઈની પાસે જઇ તેમના ખોળામાં માથું મૂક્યું. તો યે જીજાબાઈ શિવને ન ઓળખી શક્યાં અને તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. આખરે શિવે માથેની સાધુની ટોપી ઉતારી નાંખી.

જીજાબાઇએ શિવના મસ્તક ઉપરનાં નિશાન તત્કાળ ઓળખી કાઢયાં. તેમણે હરખઘેલાં બની, શિવને ગોદમાં ખેંચી લીધો. શિવે પોતાના પલાયનની આખી કથા માતાને કહી સંભળાવી જીજાબાઇ જેમ જેમ એ અદ્ભુત અને રોમાંચકારી કથા સાંભળતાં ગયાં, તેમ તેમ પોતાના પ્રતાપી પુત્રના પરાક્રમો જાણી તેમનું માતૃ-હૃદય હર્ષોન્માદ અનુભવવા માંડયું.

પછી તો શિવના નિર્વિઘ્ન પુનરાગમનના સમા-ચાર રાયગઢમાં અને સારા મહારાષ્ટ્રમાં પ્રસરી ગયા. મહારાષ્ટ્રમાં ઘેર ઘેર આનંદોત્સવ ઉજવાયો.

શિવ–પલાયનના આ એક જ પ્રસંગમાં, શિવનાં કેટલા વિશિષ્ઠ ગુણોની ઝાંખી થાય છે?

(૧૦)

શિવરાજ જ્યારે રાજ્યધાનીમાં હોય ત્યારે તેમની દિનચર્યા, ઘડીયાળ વિનાના એ જમાનામાં ઘડીયાળના કાંટાની નિયમિતતાથી ચાલતી અને તેમના અનુચરોને સુંદર દૃષ્ટાન્ત પૂરૂં પાડતી. મહારાજે દિનચર્યાના ખાસ નિયમો કરી રાખેલા. ગમે તેવા સંજોગોમાં પણ મહારાજ દૃઢતાપૂર્વક એ નિયમોનું પાલન કરતા.

પરોઢિયાની પહેલી નોબત વાગે કે તરત જ શિવરાજ પથારી તજી જતા. પછી થોડો વખત ધર્મગ્રંથોનું શ્રવણ કરતા. પછી કમર બાંધી વ્યાયામમાં કલાક વિતાવતા અને સૂર્યોદય થયા પછી બહાર મેદાનમાં પહોંચી, તીરંદાજી અને તલ્વારની પટ્ટાબાજી ખેલવાની કવાયત લેતા. ત્યાં જ સૈનિકોની અને સરદારોની કવાયત જોતા.

પછી મહારાજ સભાગૃહમાં સંચરતા. કારભારીઓ પોતપોતાના કામની મહારાજ પાસે સુનાવણી કરતા. અરજદારો મહારાજ રૂબરૂ આવી અરજ ગુજારતા. સૌ કોઇને મહારાજની હજુરમાં હાજર થઇ અરજ ગુજારવાની સંપૂર્ણ છુટ હતી.

સભાગૃહનું કામ પતાવી મહારાજ ભોજનાલયમાં જતા. સાદું ભોજન લઇને મહારાજ મંત્રણાગૃહમાં

આવતા. ચિટણીસ અને મંત્રી પાસે અગત્યનો પત્રવ્યવહાર કરાવતા. પછી બીજાં રાજકાજોમાં ગુંથાતા.

સાંજે મહારાજ દેવદર્શને નીકળતા. વળતાં લોકચર્યા જોતા જોતા અખાડામાં જતા અને મગદળ, જંજીર વગેરે પહેલવાની કસરતોમાં સંધ્યાકાળની બે'ક ઘડી ગાળી પોતાની હવેલીએ પહોંચતા. ત્યાં રાતના ભોજન પછી, કથાકીર્તન થતાં અને પછી, જનસમુદાય વિખરાયા પછી, પ્રધાનમંડળ સાથે ગુપ્ત મંત્રણાઓ થતી, ગુપ્તચરો પાસેથી બાતમીઓ મેળવાતી અને અગત્યનાં શાસનો ઘડાતાં. પછી મોડી રાતે મહારાજ અંતઃપુરમાં સિધાવતા.

મહારાજના આવા ગંભીર દૈનિક કાર્યક્રમમાં પણ આનંદ અને વિનોદને મહત્ત્વનું સ્થાન હતું. મહારાજનો વિનોદ એટલે પ્રજાનાં બાળકો સાથે રમતગમ્મત. સવાર અને સાંજ બન્ને વખત મહારાજની હવેલીમાં ગામનાં બાળકો ટોળે મળતાં અને મહારાજ, સૌની સોબતમાં, સૌ પોતાનાં જ બાળકો હોય એવા પ્રેમથી, કલાકેક ગમ્મત કરતા: છેવટે સૌ બાળકોને પ્રસાદી વહેંચતા.

જીવન એટલે સર્વ રસોનો સુમધુર સમન્વય: એ સૂત્રની શિવાજી મહારાજના જીવનમાં બરાબર ઝાંખી થતી.

(૧૧)

શિવાજી મહારાજની પૂર્વાવસ્થામાં, કલ્યાણનો કિલ્લો સર કરતી વેળા, ત્યાંના પરાજીત મુસ્લીમ સરદારની

કન્યાને ધર્મની બ્હેન ગણીને પહેરામણી કરવાનો જે ઐતિહાસિક પ્રસંગ નોંધાયો છે, તેવા જ બીજા બે પ્રસંગો મહારાજની ઉત્તરાવસ્થામાં પણ નોંધાયા છે. અને એ ઉત્તરાવસ્થાના પ્રસંગો તો, કલ્યાણની મુસ્લીમ-બાળાની ઘટના કરતાં, શિવાજી મહારાજની અસામાન્ય કર્તવ્ય-નિષ્ઠતા અને નીતિપાલકતા ઉપર કયાંય વધારે જોરદાર પ્રકાશ પાથરે છે.

શિવાજી મહારાજ કર્ણાટકમાં વિજય-ધ્વજ રોપી, માઈસોર થઈને સ્વગૃહે પાછા ફરતા હતા. માર્ગમાં બેલવાડી નામના નાના કિલ્લાના જાગીર-દારની વિધવા વીરનારી સાવિત્રીના માણસોએ શિવાજી મહારાજના સરંજામ ઉપર હુમલો કર્યો. મહારાજના માણસોએ પાછા વળી બેલવાડી ઉપર ઘેરો ઘાલ્યો. વીર-નારી સાવિત્રીએ અપૂર્વ વીરતાપૂર્વક સત્તાવીશ દિવસ સુધી એ ઘેરા સામે ઝીંક ઝીલી. આખરે બેલવાડીનો કિલ્લો જીતાયો. સાવિત્રી કેદ પકડાઈ. સખુજી ગાયકવાડ નામના સામંતે, એના ઉપર કુડી નજર નાખી. સાવિત્રી સમી વીરનારી પોતાના સામન્તને હાથે અપમાનિત બન્યાના વર્તમાન શિવાજી મહારાજને પહોંચ્યા.

શિવાજી ક્રોધથી લાલચોળ થઈ ગયા. સખુજીને ગુન્હે-ગારના પિંજરામાં પોતાની સમક્ષ ખડો કર્યો. કુડી નજર કરવાના અક્ષમ્ય અપરાધ માટે, તેની બન્ને આંખો ખેંચાવી કાઢી અને તેને જીન્દગીભરની સખ્ત જેલ આપી. પરસ્ત્રી એટલે માતા : શિવાજી મહારાજની એ ધર્મ-ભાવનાનો લોપ થયાનું જ્યારે જ્યારે તેમના જાણવામાં

આવતું ત્યારે ત્યારે, તે લોપ કરનાર ગમે તે હોય—પોતાનો સગો પુત્ર હોય—તો પણ આકરામાં આકરી સજા થતી.

એવો જ એક બીજો પ્રસંગ પણ ઇતિહાસે નોંધ્યો છે. શિવરાજ મહારાજનો યુવરાજ સંભાજી સ્વચ્છંદી, વિષયલોલુપ અને દુરાચરણી હતો. સંભાજી, પોતાની રૈયતની બ્હેન પુત્રીને કદિ ન રંજાડે તેના માટે બહુ જ સખ્ત ચોકી રહેતી. છતાં યે એક વખત, એ ચોકી તોડીને, સંભાજીએ, તેના અંતરસ્થ શયતાનની આજ્ઞાને વશ બની, શિવાજી મહારાજના નામને કલંક બેસે એવું અપકૃત્ય કર્યું.

એક વખતે, મહારાજના રાજમહાલયમાં સ્રીઓનો ઉત્સવ હતો. કિલ્લાની તમામ સૌભાગ્યવતીઓ રાજમહાલયમાં મળી હતી. તેમાંથી એક અત્યંત લાવણ્યમયી બ્રાહ્મણયુવતીને જોઇ સંભાજી મોહાંધ બન્યો. બ્રાહ્મણનારી ઉપર બળાત્કાર ગુજાર્યો. મહારાજને એ ખબર મળતાં જ, સંભાજીને પકડી મંગાવ્યો, અને પ્રધાન–મંડળી સમક્ષ જ સખ્ત કેદની સજા ફરમાવી. સંભાજીને પન્હાળાના કિલ્લામાં કેદ કર્યો. પ્રધાનોએ સંભાજીને બાળક ગણી તેનો આ ગુન્હો માફ કરવા મહારાજને વિનંતિઓ કરી. પણ મહારાજ અડગ રહ્યા. સંભાજીને પન્હાળામાં કેદ બરદાસ્ત કરવી પડી.

આખરે આવું બંધનમય જીવન—આવી કેદીની દશા—સંભાજીથી ન સહન થઈ શકવાથી, તે એક રાત્રે પન્હાળા-માંથી ન્હાસી છૂટ્યો અને પોતાના પિતાના કટ્ટા શત્રુ મોગલ

સરદાર બહાદૂરશાહને જઈને મળ્યો. સંભાજીની ન્હાસભાગથી શિવાજી મહારાજના છેલ્લા દિવસો અતિ દુ:ખમય બની ગયા.

પણ એ બધું છતાં, ભારતઇતિહાસમાં તો, 'શિવ એટલે સ્ત્રી–પવિત્રતાનો રક્ષણહાર' એવા શિવાજી મહારાજના નામના જયદુંદુભિ આજે યે વાગી રહ્યા છે અને જ્યાંસુધી ઇતિહાસ જીવશે ત્યાં–સુધી વાગ્યા કરશે.

(૧૨)

શિવરાજ એટલે ધર્મવીર, શિવરાજ એટલે વિરલ ધર્માત્મા, શિવરાજ એટલે ભગવા ઝુંડાનો સેવક, એવી ઇતિહાસકારો શિવરાજની ઓળખ આપે છે. શિવરાજમાં એ ઉંડી, સર્વોત્કટ સ્વધર્મપ્રીતિ ન હોય તો આજે ત્રણસો વર્ષ પછી એ સારા ભારતવર્ષની વંદના પામતા સ્વદેશવીર શિવરાજ જ ન હોય. પણ માતા જીજાબાઇએ પોતાના દૂધની સાથે રામાયણ અને મહાભારતનું પાન કરાવ્યા પછી, એ સુદૃઢ પાયા ઉપર આખું ચણતર કરનાર શ્રી. સમર્થ રામદાસ સ્વામી. જેવા ધર્મપિતા શિવરાજને મળી ગયા. એમણે શિવરાજનું સાચું ઘડતર કર્યું. શિવરાજને હિન્દુપતનો તારણહાર સર્જનાર એ સાધુવર રામદાસ મહારાજ.

શિવરાજમાં તેના બાલ્ય કાળથી જ ઉંડી ધર્મભાવના પ્રગટી હતી. જુવાન શિવ, કોઇ સ્થળે કોઈ હિન્દુ સંતમહંતનાં કે મુસ્લીમ મૌલવીમુર્શિદનાં ભજ-

નકીર્તન હોવાનું જાણવામાં આવે કે તરત જ, એકલો એ મિજલસોમાં પહોંચી જતો : અને મોડી રાત સુધી, શ્રોતૃસમુદાયમાંના એક તરીકે, આવેશમય ભક્તિભાવપૂર્વક, ધુનમાં ડોલતાં ડોલતાં, ભજનો સાંભળ્યા કરતો. શિવરાજના સમકાલીન શ્રી. રામદાસ સ્વામી, તુકારામ બાવા, રંગનાથ સ્વામી વગેરે સંતો જ્ઞાનદેવ–નામદેવના અભંગો ગાય છે એવી ખબર મળતાં, ગમે તેટલા ગાઉનું અંતર હોય તો યે, શિવરાજને ત્યાં પહોંચ્યે જ છુટકો.

એક વાર તુકારામ પુનામાં કીર્તન કરતા હતા. શિવરાજ ત્યારે સિંહગઢના કિલ્લામાં વસતા. તુકારામના ભજનના સમાચાર મળતાં, શિવરાજ હંમેશ રાત્રે પુના આવવા લાગ્યા. તુકારામ બાવાના બોધની શિવરાજ ઉપર ખુબ જ ઉંડી છાપ પડવા માંડી. એક વખત તુકારામે કીર્તનોની એવી ધુન મચાવી અને તે દ્વારા, શ્રોતૃજનોને વૈરાગ્યનો એવો સચોટ બોધ દીધો કે શિવરાજ રાજપાટ અને સ્વરાજ્ય–સાધનાની બધી ‘ જંજાળ ’ ત્યાગી બાવા બની જવાનો નિરધાર કરીને ઘેર પાછા ફર્યા. અને સાથેસાથ, શિવરાજે બધી ઉપાધિઓને પરહરી, એકાન્તમાં પ્રભુસ્મરણમાં જ દિવસો ગાળવા માંડયા.

શિવરાજનો આ પલટો જોઈ સૌ ગભરાઇ ઉઠયાં. માતા જીજાબાઈ તત્કાળ તુકારામ પાસે પહોંચ્યાં. શિવરાજની મનોદશાની વાત કરી, તેને પાછો ઠેકાણે લાવવા–પાછો કર્મયોગને માર્ગે વાળવા બાવાજીને વિનતિ કરી. બીજી વેળા શિવરાજ કીર્તન સાંભળવા આવ્યા ત્યારે તુકારામે કર્મયોગનો બોધ દીધો–એવો સચોટ બોધ દીધો કે શિવ જેવો પ્રાણવાન પુરૂષ તો ઘુંટણુ ઉપર ખડો થઇ થણુથણુવા

માંડ્યો. શિવરાજ કર્મયોગી બનીને પાછો ફર્યો. તે પ્રસંગ પછી, શિવરાજે નિષ્કામ કર્મયોગની જ સાધના કરી,

પછી તો ઈ. સ. ૧૬૪૦માં તુકારામ બાવાનું અવસાન થયું. શિવરાજના મ્હોં ઉપર, પોતાનો ગુરૂદેવ ગુમાવ્યાની ગમગીની છાઈ રહી. શિવને તેના જીવનનો માર્ગદર્શક જતાં, થોડો વખત સર્વત્ર અંધકાર અંધકાર જ દેખાવા લાગ્યો. પણ ત્યાં તો એ ગુરૂના ખાલી પડેલા સિંહાસને પધરાવવા શિવરાજને શ્રી. સમર્થ રામદાસ સ્વામી લાધ્યા. અંધકાર અદૃશ્ય થયો. શિવના જીવનમાં ફરીવાર આશા, ઉત્સાહ અને પ્રકાશ–વધારે જોશપૂર્વક –વ્યાપી રહ્યાં.

એ રામદાસ સ્વામી એટલે કોણ? મહર્ષિ દયાનન્દ સરસ્વતીની સ્મૃતિ સજીવન કરનાર, નારાયણ નામના એ બ્રાહ્મણપુત્રે દયાનન્દની જેમ નાની ઉમરે ઘર છોડીને વર્ષો સુધી ભરતખંડનું પર્યટન કર્યું. સ્વધર્મની અવદશા જોઈને રોમ રોમ સળગતો, સ્વદેશના બાંધવોનાં દુઃખ જાણીને અંગે અંગ દાઝતો એ નારાયણ ૧૬૪૪માં રામદાસ બન્યો. તેણે ચાફળમાં પોતાનો મઠ નાંખ્યો. અને ત્યાંથી, બદ્રિકેદારથી રામેશ્વર અને દ્વારિકાથી જગન્નાથપુરી સુધીના સમગ્ર આર્યાવર્તમાં ૧૧૦૦ મઠો સ્થાપ્યા. રામદાસના મઠો એટલે વિદ્યાપીઠો. એ મઠોમાં હિન્દુ બ્રહ્મચારીઓને ભિક્ષાવૃત્તિથી માંડી રાજકારણ સુધીનું ગહન શિક્ષણ અપાતું. એ વિદ્યાપીઠોમાં, આજન્મ બ્રહ્મચારી રહી, સ્વદેશનાં દુઃખ ફેડવાની જુવાનોને પ્રેરણા અપાતી. એવા ભારતનાં મુક્તિમંદિર સમા

મઠોના વિધાયક શ્રી સમર્થ રામદાસ સ્વામીને શિવાજી મહારાજે પોતાના ગુરૂ બનાવ્યા. ભારત–મુક્તિનાં અને સ્વધર્મરક્ષાનાં તેમનાં બન્નેનાં સ્વપ્નો સિદ્ધ કરવા, રામદાસ સ્વામીએ શિવની ભવાનીને પાણી ચડાવવા માંડયું અને શિવે એ ભવાનીને બળે વિજયો મેળવવા માંડયા.

વર્ષો જતાં શિવરાજ ઉપર શ્રી. રામદાસ સ્વામીનો એટલો અજબ પ્રભાવ જામ્યો કે શિવરાજ પોતાના સ્વરાજ્યને રામદાસ સ્વામીના રાજ્ય તરીકે અને પોતાને રામદાસ સ્વામીની પાદુકાના સેવક તરીકે ઓળખાવવા માંડ્યો. શિવના ક્ષાત્ર–તેજની સાથે રામદાસના બ્રાહ્મ–સંયમનો સંયોગ થતાં શિવરાજનું સ્વરાજ્ય સર્વ કોઇને માટે 'રામરાજ્ય' બની ગયું હતું.

મહારાજની રામદાસ–ભક્તિ કેવી અનન્ય હતી તે દર્શાવતો ઇતિહાસમાં અત્યંત પ્રસિદ્ધ નીચેનો પ્રસંગ છે. મહારાષ્ટ્રના નવજન્મમાં અપ્રકટ છતાં યે અત્યંત જબ્બર હિસ્સો આપનાર, ભગવા ઝુંડાના સંસ્થાપક રામદાસ સ્વામી સતારામાં વસતા હતા. એ સમયમાં, એક દિવસ શિવાજી, છત્રપતિને શોભે એવા રસાલા સાથે સતારા ગયા. ત્યાં ગુરૂજી વસે છે એવા સમાચાર મળ્યા. અને અચાનક ગુરૂદેવને પાસેના આંગણામાં ભિક્ષાપાત્ર લઇને 'મૈયા ભિક્ષા દે'નો અવાજ દેતા જોયા. શિવાજી ગદ્ગદિત થઇ ગયા. તેમની આંખો સજળ બની. શિવાજી દોડ્યા. રામદાસજીના ચરણમાં લોટી પડ્યા. 'પ્રભુ, મારૂં આંગણું પાવન કરો.' અતિશય નમ્રભાવથી શિવાજીએ પ્રાર્થના કરી. ગુરૂ રામદાસ શિવાજીની સાથે ચાલ્યા.

શિવાજીએ ગુરૂદેવનું પોતાના આંગણુમાં સ્વાગત કરતાં એક કાગળ તેમના ભિક્ષાપાત્રમાં મૂકયો. 'આ શું છે ? હું ભૂખ્યો છું. મારે તો ભિક્ષા જોઈએ છે. અને તું તો કાગળનો ટુકડો આપે છે !' ગુરૂદેવ બોલ્યા. ગુરૂદેવે કાગળ ઉઘાડ્યો, ઉંધો અવળો ફેરવ્યો. તેમાં શિવાજીએ લખ્યું હતું કે: 'હું આપનો નમ્ર સેવક છું. આ સ્વરાજ્ય આપને અર્પણ છે.'

રામદાસજી ખડખડાટ હસ્યા : 'ત્યારે હવે તું શું કરીશ ?' 'આપની સેવા.' 'તારાથી આ ભગવાં અને ભિક્ષાપાત્ર ધારણ થઇ શકશે ?' 'આપની કૃપાથી થશે.' શિવાજીએ નમ્રભાવે નમસ્કાર કર્યા. શિવાજીએ ભગવી કન્થા પહેરી અને હાથમાં સંન્યાસીનું કમન્ડલ ઉપાડ્યું. મરાઠા સામ્રાજ્યનો સ્થાપક ઘેર ઘેર ભિક્ષા માગવા તૈયાર થયો.

રામદાસ અત્યંત પ્રસન્ન થઇને શિવાજીને જોઇ રહ્યા: 'બેટા, તને આ ન શોભે. તું તો ક્ષત્રિય છે. તારો ધર્મ રાજ્ય કરવાનો છે. લે, રાજમુગટ પહેરી લે.' 'જી, મેં રાજ્ય આપને અર્પણ કર્યું છે. હવે હું આપનો સેવક છું.' 'ઠીક, લે. તો હું તને આજ્ઞા કરૂં છું કે રાજા તરીકે નહીં, પણ ધર્મના સેવક તરીકે આ રાજ્યનો વહીવટ કરજે.' શિવાજીએ ફરીવાર મસ્તક નમાવ્યું.

તે દિવસથી શિવરાજ મહારાજના સ્વરાજ્યની પતાકાને સ્થાને ભગવો ઝુંડો સ્થપાયો. તે દિવસથી શિવરાજ ભગવા ઝુંડાનો સેવક બની રહ્યો.

(૧૩)

**શિવાજી મહારાજના સીધા પરિચયમાં આવવાનું ભાગ્ય ધરાવનાર એક અંગ્રેજ, મહારાષ્ટ્રના નરવીરની નીચે મુજબ સ્મૃતિઓ આલેખી, શિવાજી મહારાજના શુભ નામ ઉપર કાલિમા લગાડવા મથનારાઓનાં મ્હોં શીવાઈ જાય એવી સચોટ હકીકતો આપી ગયો છે.**

"ઇ. સ. ૧૬૭૦ના ઓકટોબરની ત્રીજી તારીખે સુરત શહેરનો દેખાવ જોવા જેવો હતો. આખા શહેરમાં ન્હાસભાગ થઇ રહી હતી.... પ્રેસીડન્ટ જીરાલ્ડ અને આખી કાઉન્સીલ સ્વાલીના બંદર ઉપર સહીસલામત પહોંચી ગયા. ... મેં મારા સામાનની તપાસ કરવા માંડી. ત્યાં તો માલુમ પડયું કે જેને મેં જીવથી પણ વધારે માનેલી તે મારી મૃત માતાની સુંદર તસ્વીર જે પેટીમાં હતી તે જ પેટી ગુમ થતી હતી ... હું સુરત પાછો આવ્યો. મારી પેલી કીમ્મતી પેટીનો પત્તો જ ન્હોતો. મારી પેટી શિવાજી પાસે જ ગઇ હશે એ વિચારે મને તમ્મર આવ્યાં. મેં પેટી પાછી મેળવવા શિવાજી પાસે જવાનો નિશ્ચય કર્યો. રાત્રે સૌ સૂઇ ગયાં ત્યારે હું બહાર નીકળી પડયો. નીકળતી વખતે ગોપાળ નામના નોકરને સાથે લઇ લીધો.

"જ્યારે અમે મહર પહોંચ્યા ત્યારે સંખ્યાબંધ બેલગાડીઓ જતી દેખાઇ. દરેક બેલગાડી પાછળ તેની રક્ષા માટે ત્રીશ ત્રીશ સવારો ઢાલ, ભાલાં ને તલવાર લઇ સજ્જ બની ચાલતા હતા. તેમની મોટી આંખો, લાંબી મૂછો અને ઘેરવાળાં અંગરખાં જોનાર પર એક પ્રકારની સ્વાભાવિક શેહ પાડતાં હતાં. હું ને ગોપાળ નીકળ્યા કે તરત જ એક હવાલદારે અમને અટકાવ્યા. હથિયાર છોડી દેવા કહ્યું. મેં તેમ કરવાની ધસીને ના પાડી. હવાલદારે અમને કેદ કર્યા. રસ્તામાં મરાઠા સિપાઇઓ

અમારી સાથે બહુ સલુકાઇથી વર્તતા. તેમને બિચારાઓને શી ખબર કે મારે તો શિવાજી મહારાજને મળવું હતું અને તેમણે મને કેદ કરવાથી મારૂં એ કામ એકદમ સરળ બની ગયું છે!

"અમે રાયગઢ આવ્યા. ચોથે દિવસે સવારમાં એક દૂતે મને શિવાજી મહારાજ પાસે લઇ જવા માંડ્યો. તે વેળા મારી કલ્પનામાં શિવાજીની જે ભીષણ મૂર્તિ ખડી થઇ તેથી તો હું ઘડીભર કંપી ઉઠયો. મને એમજ થઇ આવ્યું કે એ ચોક્કસ જ નાગી તલ્વારથી મારો શિરચ્છેદ કરી નાખશે. છતાંયે મારે દૂતની સાથે મહારાજની હજુરમાં હાજર થયા વિના છુટકો જ નહોતો.

"એક સાદા ઓટલા ઉપર તદ્દન સાદી ચટાઇ પાથરી તેના ઉપર શિવાજી મહારાજ બેઠા હતા. પાસે એક કુવો હતો. ત્યાં કેટલીક પણીયારીઓ પાણી ભરવા આવી હતી. તેમની કેડેથી ઉતરી કેટલાં યે બાળકો શિવાજી મહારાજ પાસે ખેલતાં હતાં. મહારાજ તેમને બોલાવી રમાડી ફળફુલ આપતા હતા. જ્યારે મેં જોયું કે મહારાજની પાસે કોઇ અંગરક્ષક પણ નથી, ત્યારે મારા મનમાં મેં એક ગાંઠ તો વાળી લીધી કે આ માણસમાં બીજું ગમે તે હોય, પણ વિશ્વાસઘાતનું તો બુંદ સરખું પણ નથી. વધારે નજીક આવતાં મને ખાત્રી થઇ ચુકી કે હું જેની પાસે ઉભો છું તે સુરતનો લૂંટનાર શિવાજી નથી, પણ ગુરૂ રામદાસનો આદર્શ શિષ્ય શિવાજી છે. મારી બધી ભીષણ કલ્પના ચાલી ગઇ. માવળોમાં પ્રાણ ફુંકનાર આ પુરૂષને જોતાં મને પહેલી જ વખત લાગ્યું કે ખરેખર આજે મેં એક મહાન્ પુરૂષ જોયો છે... પરંતુ તે દિવસે મહારાજનાં દર્શન થયાં, મુલાકાત ન થઇ શકી.

"બીજે દિવસે સાંજના દૂત મને ફરીવાર તેડી ગયો. હું કિલ્લામાં ગયો. ત્યાં આજે સુરતની લુંટના માલનું પ્રદર્શન ભરાયું હતું. ખુબ ચોકકસાઇથી બધો માલ ગોઠવવામાં આવ્યો હતો. અચાનક મારી નજર પેલી મારી માની છબીવાળી પેટી ઉપર પડી. બસ, એ જ પેટી અને એ જ તસ્વીર. એ કેટલી

પાસે પડેલી હતી અને છતાં કેટલી દૂર હતી !....પાસે જ એક ગાલીચા ઉપર, લાલ કસુંબલ પાઘડી બાંધી અને તેના પર જડાઉ શિરપેચ પહેરી શિવાજી મહારાજ બેઠા હતા.

"મને જોઇ મહારાજે સવાલ કર્યો : 'ફિરંગી લોક, કેમ આવ્યા છો ?" મેં વિનયથી જવાબ વાળ્યો : 'આપનાં દર્શનની અભિલાષા હતી; તેમજ મારી એક પેટી સુરતથી અહીં આવી છે, તેમાં મારી માની એક તસ્વીર છે. એ મને બહુ પ્યારી છે. એ પાછી મેળવવાની આશા રાખી છે.' થોડીવારે મહારાજે જવાબ વાળ્યો: 'એનું મૂલ્ય રાજકોષમાં આપીને લઇ જાઓ.' પણ હું તો ખાલી ખીસ્સે હતો. મેં કહ્યું : 'અમારા મહાન કવિ શેક્સપીયરે કહ્યું છે કે રાજપદ સિંહાસનમાં નથી, મનમાં છે.' મહારાજે ફરીવાર જવાબ દીધો : 'ફીરંગી લોક, તમારી વાત સાચી છે; પણ સુરતની લુંટ હવે તો પ્રજાની થઇ ચુકી છે. એમાંથી હું કેમ કંઇ વેચી શકું ?' આ વાર્તાલાપ થયા પછી ત્રણ ચાર દિવસમાં રાયગઢ છોડવાનો મને હુકમ મળ્યો.

"જે દિવસે હું રાયગઢ છોડવાનો હતો તેની આગળની સાંજે કિલ્લાના એક ખડક ઉપર આથમણી સંધ્યા જોતો હું ઉભો હતો. ઇંગ્લાંડનો ધુમ્મસથી વિંટાયેલો દરિયાકિનારો મારી આંખ સામે તરતો હતો....મારી સામેના રસ્તા પર એક સાદો મરાઠા સિપાઇ ધીમે પગલે ચાલ્યો જતો હતો. એ થોડું જ ચાલ્યો ત્યાં તો, ત્રણ જણાએ પાસેની ઝાડીમાંથી નીકળી, તેમની ઉઘાડી તલ્વારોથી, તેના ઉપર હલ્લો કર્યો. તલ્વારોની અથડાઅથડી ચાલી. હું તત્કાળ એ સ્થળ તરફ દોડ્યો. મેં પેલા એકલા મરાઠા સિપાઇની મદદે ચડી, લડાઇમાં ભાગ લીધો. આખરે ત્રણમાંના બે કપાઇ મુવા અને એક ન્હાસી ગયો. તરત જ પેલો મરાઠા સિપાઇ બોલી ઉઠ્યો : 'ફીરંગી બહાદૂર !' એ શબ્દો સાંભળતાં જ હું આશ્ચર્ય પામ્યો. હું પાસે આવ્યો : આંખો ફાટી રહી : 'કોણ શિવા...' મહારાષ્ટ્રના સ્વામી શિવાજી મહારાજ પોતે જ સાદા મરાઠા સિપાઇના પોશાકમાં મારી પાસે ઉભા હતા.

"તેમણે કહ્યું : 'ફીરંગી બહાદૂર, તમે આજે મહારાષ્ટ્રની આબરૂ સાચવી છે. બોલો, માગો તે આપું.' હું કંઇ વાત કરૂં ત્યાં તો મરાઠા સિપાઇઓ ચારે પાસથી આવીને અમને ઘેરી વળ્યા. ત્રણ મુસલ્લમાનોના દગાની વાત જાણી તેમના મ્હોં ઉપર મૃત્યુ જેવી ફીક્કાસ છવાઇ હતી...અમે છુટા પડ્યા.

"બીજે દિવસે ભર સભામાં મને બોલાવી, મરજી પડે તે માગવા શિવાજી મહારાજે મને કહ્યું. તરત જ મારી માની પેલી તસ્વીરવાળી પેટી મને યાદ આવી. પણ ત્યાં તો મારી માની સાચી તસ્વીરમાં ઇંગ્લાંડની ભૂમિને કિનારે ફરતા ખલાસીઓ મને યાદ આવ્યા. એમના માટે હું કંઇક કરૂં એવી મને અંતરમાંથી પ્રેરણા થઇ. મેં કહ્યું : 'મહારાજ, મારા જાતભાઇઓને આપના રાજ્યમાં વેપારની છુટ આપો !' મહારાજના મ્હોં ઉપર સ્મિત ફેલાયું : 'બહાદૂર પુરૂષ, થોડા દિવસ પહેલાં તો તમે પેટી માગી હતી ને ?' મહારાજ, મેં મારા દેશભાઇઓનું કંઇક હિત કર્યું છે એ સ્મૃતિ મને મારી માની તસ્વીર કરતાં પણ વધારે વહાલી લાગશે.' મેં જવાબ દીધો.

"બીજે દિવસે, મારી વિદાયની ઘડીએ મને પેલી પેટી અને બીજી મૂલ્યવાન વસ્તુઓ આપવામાં આવી. તેમાં એક સુંદર મોતીનો હાર પણ હતો. હજી યે એ હાર જોઉં છું અને મારી આંખો સમક્ષ વીર શિવાજીની મૂર્તિ ખડી થાય છે."*

(૧૪)

શિવાજી મહારાજના પૂર્ણ-વિકસિત જીવન-પુષ્પની પાંખડીએ પાંખડીએ વિધાત્રીના અમર લેખ વંચાય છે કે શિવરાજ એટલે પુરૂષવર; શિવરાજ એટલે, પુરૂ

* 'કુમાર'માં પ્રગટ થયેલા 'ધુમકેતુ'ના એક લેખને આધારે.

તરીકે, પિતા તરીકે, નૃપાલ તરીકે, રાષ્ટ્રપ્રેમી તરીકે, ધર્મવીર તરીકે, માનવમિત્ર તરીકે, મનુષ્ય–આદર્શની અત્યંત નજીક આવી પહોંચેલો નરપુંગવ; શિવરાજ એટલે શું અને શું નહીં ? ભારતઇતિહાસની એ વિરલ વિભૂતિને કોટિ કોટિ વન્દન હો !



હું મુસલમાન છું : પણ શિવાજીના પ્રધાન લક્ષણ સમું તેનું જે આવેશમય સ્વદેશાભિમાન તેની સ્તુતિ કર્યા વિના રહી જ શકતો નથી. અકબર એટલે સહિષ્ણુતાની મૂર્તિ, ફૈઝી એટલે જ્ઞાનની જ્યોત અને શિવાજી એટલે સદેહ સ્વદેશાભિમાન. એક હિન્દી તેના દેશને પચાવી પાડનારા વિદેશીઓ અને વિધર્મીઓ સામે તેના બધા સામર્થ્યથી ઝુઝે–એ વિરલ દેશભક્તિને હું મારી વન્દના અર્પું છું. અને હિન્દુસ્થાનના ઇતિહાસમાં શિવાજીનો એ જ સાચો અને કાયમી હિસ્સો છે.

—પ્રો. ખુદાબક્ષ (કલકત્તા)

ભારતવર્ષના ઇતિહાસમાં જે જે મહાપુરૂષોનાં નામ નોંધાયાં છે, તેમાં શિવાજી મહારાજ અગ્રણી સમા છે. પરાધીન પ્રજાને, તેના નિરાશાના દિવસોમાં, સ્વાધીનતાનું યુદ્ધ પૂર્ણ ઉત્સાહપૂર્વક જારી રાખવા પ્રેરણા આપી શકે એવા આદર્શ સ્વાતંત્ર્ય–વીર તરીકે હું શિવાજી મહારાજને મારા જુવાનીના કાળથી પૂજતો આવ્યો છું. એ નરવીરની પ્રતાપી જીવનકથામાંથી આપણા આજના સ્વરાજ્ય–સંગ્રામ માટે પણ અનેકાનેક બોધપાઠો મળી શકે તેમ છે. શિવાજી મહારાજની સામે મુશ્કેલીઓની લાંબી પર્વત–માળો પથરાયેલી પડી હશે, તેના શત્રુઓએ તેને હંફાવવા કશી જ બાકી ન્હોતી રાખી . છતાં શિવાજી મહારાજે કદી આશા ત્યાગી નહીં અને કદી યુદ્ધના કેસરીયા સાજ ઉતાર્યા નહીં. એ વીર ઝુઝયો, મરણની ઘડી સુધી ઝુઝયો અને આખરે વિજય સિદ્ધ કર્યો. ભારતવર્ષ આવતી શતાબ્દિઓ સુધી ન ભૂલે એવો જીવન્ત એ શિવાજી મહારાજનો જીવન–સંદેશ છે. હિન્દીઓ, શિવાજીની જેમ અડગ નિરધાર ધરીને સ્વરાજ્ય–સંગ્રામ ચલાવો અને હું તમને ખાત્રી આપું છું કે વિજય તમારો જ છે.

—લાલા લજપતરાય

# હિન્દુપતનો તારણહાર

## (૧)

*એક ગુજરાતી તરીકે એ મહારાષ્ટ્રીય વીર શિવરાજ મહારાજની ત્રિશતાબ્દિની જયન્તીમાં ભાગ લેતાં આજ હું ગૌરવ માનું છું.

હિન્દુપતની પુનઃસ્થાપનાના વીરને મારી વન્દના છે, સારા ગુજરાતની વન્દના છે. ગુજરાતના પ્રતિનિધિ તરીકે આજ આ સમારંભ વચ્ચે ઉભી વન્દન વન્દું છું એ ભારતવીરને.

ગુજરાતીઓને કાજે તો આજ સાત્ત્વિક અભિમાનનું પર્વ છે.

આપ પૂછશો કે આજ મહારાષ્ટ્રનો ઉત્સવ છે, એમાં ગુજરાતીઓને શું ? ગુજરાતને શું ?

ઇતિહાસ અનોખી જ વાત ઉચ્ચારે છે.

---

* ત્રિશત સાંવત્સરિક શિવજન્મોત્સવ મંડળ તરફથી પ્રગટ થયેલા શિવાજી સ્મારક ગ્રંથમાંના ન્હાનાલાલ કવિના લેખમાંથી, મંડળના મંત્રીશ્રીના સૌજન્યથી.

ચિતોડના રાજપુત્ર સજ્જનસિંહની અગ્યારમી પેઢીએ શિવરાજ મહારાજ થયા એ જો ઐતિહાસિક સત્ય હોય :

શિવરાજ મહારાજ શિશોદિયા કુલના બાપ્પા રાવળના વંશના હતા એ જો ઇતિહાસ હોય :

તો–તો

ચિતોડને યે એ બાપ્પા રાવળ ઇડરે–ગુજરાતે દીધા, ચિતોડને પણ ઘેલોહી–શિશોદિયા વંશ ગુજરાતે દીધો : એ ઈતિહાસ છે.

શિવરાજ મહારાજના વડીલોનું વતન ચિતોડ હોય, તો મહારાણાઓના વડિલોનું વતન ગુજરાત હતું એમ ઇતિહાસ ઉચ્ચારે છે.

એટલે : ઇતિહાસ કહે છે કે શિવરાજ મહારાજના પૂર્વજોનું મૂળ વતન ઈડર તે વલ્લભીપુર–ગુજરાત હતું.

મહારાષ્ટ્રીઓ ! ગુજરાતના પ્રતિનિધિ તરીકે, ગુજરાતી તરીકે હું આજના ઉત્સવમાં સાચ્ચે જ ગૌરવ લઉં છું.

(૨)

બીજું: શિવરાજ મહારાજને કોણે કોણે ઘડ્યા ?
આપ તો જાણો જ છો એ કાલિદાસ કહે છે:

जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ

જગત માત્રના પિતરૌ પાર્વતી ને શંકર ભગવાન સમાં, સૌ–સૌનાં માતાપિતા;

તે તેમને હોય સૌના જીવનની પ્રથમ વંદના.

શ્રુતિ ભગવતી ઉચ્ચારે છે કે मातृदेवो भव, पितृदेवो भव.

શિવરાજ મહારાજના બે પ્રથમ ગુરૂઓ એમનાં માતાપિતા શાહજી ને જીજાબાઇ.

સિંહાદ્રિની શિલા સમા શાહજી હતા વજ્રના વીર; મહારાષ્ટ્રના બ્રાહ્મણી વંશના ઇસ્લામી નરેશોના સરદાર; પણ ગૌરવવન્તા, સ્વમાનવન્તા, ટેકીલા, રજપૂત સમા કરડા, એ સમશેરીયા હતા.

દેવગિરિના જાદવ વંશની, ને એમ શ્રી કૃષ્ણચન્દ્રના યદુકુળની જીજાબાઇ હતાં વેલડી.

એ માતાપિતાએ શિવરાજને સરજ્યા.

પિતાએ પુત્રરૂપે પુનર્જન્મ લીધો. માતાએ હૈયાનાં હીર પાઇ ઉછેર્યો, ને ભરયૌવનમાં યે બાલવત્ શિખામણો દીધી.

પુત્રનો રાજ્યાભિષેક નિરખી, જીવનની પરમ કૃતકૃત્યતા પામી, યત્કિંચિતે જીવનધર્મ અવશેષ નથી રહ્યો માની, જીવનયજ્ઞની જાણે પૂર્ણાહુતિની આરતી ઉતારી, જગતભરમાં ડંકો ગજાવી, જીજાબાઇ મોક્ષમાર્ગે સંચર્યાં.

એ માતાએ તો જીવનમાં જીંદગીનો મોક્ષ સાધ્યો. એ માતાએ મનના પરમ મનોરથ ધરતીખોળે પૂરા કીધા.

(૩)

શિવરાજ મહારાજના ત્રીજા ગુરૂ એમના ધર્મપિતા શ્રી સમર્થ રામદાસ સ્વામી.

જીંદગીનો પાયો ધર્મ છે, રાજ્યનો પાયો ધર્મ છે, સારા સંસારનો પાયો ધર્મ છે: એ સનાતન આર્યભાવના.

શિવરાજ મહારાજમાં એ આર્યત્વ સીંચનાર ને મ્હોરાવનાર શ્રી સમર્થ રામદાસ સ્વામી.

ગ્રાન્ટ ડફ કહે છે તેમ શિવરાજ મહારાજ જન્મે હતા સિંહાદ્રીના વાઘ. સ્થૂલદ્રષ્ટ ગ્રાન્ટ ડફે જોયું નથી તે એ જ કે એ વાઘના આર્યવીર સરજ્યા હતા શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

શિવરાજ મહારાજ હતા ગાંડીવધન્વા અર્જુન: એમને નિષ્કામ ધર્મ સદ્‌બોધ્યો શ્રી રામદાસ સ્વામીએ. શિવરાજ મહારાજના જીવનમાં ગીતાજીના યુગયુગજૂના જગત્‌સંદેશ ઉતાર્યા શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

શિવરાજના રણધ્વજ ઉપર ભગવો ઝુંડો આરોપ્યો શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

ગ્રાન્ટ ડફે નથી પૂરા ઓળખ્યા રામદાસ સ્વામીને કે રામદાસ સ્વામીના નિષ્કામ સદ્‌બોધને. રામદાસ સ્વામીને, એમની ચોંદડીને ગ્રાન્ટ ડફે પૂરાં પારખ્યાં પિછાન્યાં હોત તો લખ્યું છે તે કદાચ ન લખત કે 'શિવરાજ એટલે સિંહાદ્રિનો વાઘ' 'શિવરાજ એટલે સિંહાદ્રિનો લુંટારો.'

સિંહાદ્રિમાં તો સિંહ પાકતા, અને શિવરાજ એટલે સિંહાદ્રિનો ગાંડીવધન્વા. ને શ્રી સમર્થ રામદાસ સ્વામી એટલે એ અર્જુનના શ્રી કૃષ્ણદેવ.

શિવરાજના સંગ્રામોને યજ્ઞસ્વરૂપ કીધા, શિવરાજના રણધ્વજને ધર્મધ્વજ કીધો શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

શ્રી રામદાસ સ્વામી શિવરાજના ધર્મપિતા અને ત્રીજા ઘડનાર.

(૪)

ને શિવરાજને ચોથા ઘડનાર તુળજાપુરનાં ત્રિભુવનેશ્વરી મહાશક્તિ જગદંબા તુળજાભવાની.

એમણે શિવરાજને સમશેર દીધી.

દંડકારણ્યમાં પ્રવેશતાં રામચન્દ્રજીને અગસ્ત્ય ઋષિએ બ્રહ્માસ્ત્ર દીધું હતું.

શિવરાજ મહારાજને એમ તુળજાભવાનીએ દીધી સમશેર. શિવરાજ મહારાજની સ્વરાજ્યસિદ્ધિની એ મહાશક્તિ, હિન્દુપતની પુનઃસ્થાપનાની એ મહાદેવી, શ્રી શિવરાજ મહારાજની સમશેર ભવાની.

એ ચાર શિવરાજ મહારાજનાં સર્જનહારાંઓ.

(૫)

શિવરાજ મહારાજના જીવનમાંથી મારી આંખ આગળ તો આજ પ્રસંગ તરવરી રહે છે.

કોઇની આંખે તોરણા લીધો એ પ્રસંગ તરવરતો હશે; કોઇની આંખે સિંહગઢ જીત્યો એ તરવરતો હશે; ગઢ આલા, પણ સિંહ ગેલા; કોઇની આંખે આગ્રાનો દરબાર, તો કોઇની આંખે રાયગઢનો રાજ્યાભિષેક તરવરતો હશે.

મારી બે આંખો સમક્ષ બે પ્રસંગો આજ તરવરે છે.

એક તો રામદાસ સ્વામીને રાજ્યસમર્પણ.

ઇતિહાસને ચોપડે કંઈ કંઈ દાન નોંધાયાં છે : પણ આ સમર્પણની જોડ જડવી દુર્લભ છે.

એ તો હતાં જીવનસિદ્ધિનાં પરમ સમર્પણ. જીંદગીભરનાં સાધનસિદ્ધિનાં એ હતાં મહાદાન.

એ અવસરે તો શિવરાજ મહારાજ જીવનનાં પરાક્રમ, જીવનના મહાશ્રમ, જીવનનાં સકલ રણસંગ્રામ, જીવનની સર્વેયે મહાશક્તિઓ, જીવન સર્વસ્વ ગુરૂદેવને સમર્પતા હતા.

ઓ આર્યજનતા ! શિવરાજ મહારાજ શ્રી સમર્થ સ્વામીને શું સમર્પતા હતા ?

સકલ જીવનધન, પરમ આત્મભંડાર ગુરૂચરણાર્વિન્દે ત્યારે તે ઠલવતા હતા.

એ જીવનસર્વસ્વનાં મહાદાન આંખે આજ તરવરે છે.

ને બીજો પ્રસંગ : એ આળંદીની પર્ણકુટિ, એ તુકારામની સુદામાજીના જેવી ઝુંપડી. સુદામાજીને ત્યાં જાણે કૃષ્ણદેવ પધાર્યા હોય ને !

પૂનાને શણગારવાની ભાવના શિવરાજને જન્મી. 'પૂનાને સંસ્કૃતિનું તીર્થ કરૂં; પૂના મારૂં થાય મહાશક્તિઓનું ધામ; મહારાષ્ટ્રની રાજધાની બને. મહારાષ્ટ્રના પરમ આત્મભંડારની અલકાપુરી' શિવરાજ મહારાજને એ સંસ્કારભાવના જન્મી.

અષ્ટ પ્રધાનમંડળીને પાઠવી આળંદીઃ એ કવિવરને, એ ભક્તરાજને જઇ વિનવો મારા પુણ્યપત્તનમાં આવીને વસવા.

અષ્ટ પ્રધાનમંડળી આળંદી સંચરી. પ્રણિપાતો ફરી રાજસન્દેશ ભાખ્યો કે 'મહારાજ વિનવે છે, પુણ્ય-પત્રન પધારો.'

એ સુદામાએ કહ્યું, કે 'દ્વારિકાના વૈભવધામમાં-દ્વારિકાની રાજમંત્રણાઓમાં અમારાં કામ નહીં. મહારાજને આ એક અભંગ આપજો ને કહેજો કે જીવનાં જતન કરે છે એવાં ધર્મનાં જતન કરે.'

એથી શું મહારાજને માઠું લાગ્યું કે એ સુદામાએ કૃષ્ણદેવનાં રાજઆમંત્રણનાં અપમાન કીધાં ?

નહીં જ. શિવરાજ મહારાજ દેવમાટીના ઘડેલા મહાપુરુષ હતા. કવિજનના સુદામામંદિરિયે પોતે સંચર્યા: 'ભક્તરાજ ! પધારો મારે પુણ્યપત્રને. કવિવર ! આવો ને શોભાવો મારી રાજસમૃદ્ધિને.'

ભક્તરાજે મહારાજને યે નકાર્યા, કવિવરે રાજવૈભવની યે ના પાડી : 'રાજા માણુ તારા રાજવૈભવને ને ખેલ તારાં સંસારકુરૂક્ષેત્ર. જાળવજે જીવથી યે અદકેરો એક તારા સ્વધર્મને.'

આજે યે શિવાજી મહારાજને પગલે પગલે પુણ્ય-પત્રનથી આળંદી પાલખી પરવરે છે એ ભક્તજનની વન્દનાએ, એ કવિવરના અભિનંદનાર્થે.

ને શ્રોતાજનો હો ! ત્રણુ ત્રણુ સદીઓથી—આજ ત્રીજી સદી પૂરી થાય છે, ચોથી સદીનું પ્રભાત ઉગે છે—ભારતવર્ષ કોને પૂજે છે ? એ દેહધારી શિવરાજની વ્યક્તિને ? કે સંગ્રામજયિની એ શિવરાજની સમશેરને ?

ના, ના : એ દેહધારીને એ ભારતજનતા પૂજતી નથી આજ; એ સંગ્રામ સોહાવતી વિજયવરશાલિની સમશેરને યે આરાધતી નથી આજ.

ભારતજનતા એ વીર હૈયામાંની ભાવનાને વન્દન વન્દે છે.

(૬)

સજ્જનો ! શિવરાજને ઓળખો છો ? શિવરાજ એટલે કોણ ?

શિવરાજ મહારાજ એટલે The Greatest Hindu since Prithviraj Chavhan. છેલ્લી સાત સાત સદીઓમાંનો હિન્દુપતનો રાજમુગટ, હિન્દુત્વનું રાજતિલક.

૧૧૯૩માં પૃથ્વીરાય ચોહાણ પડ્યો; દિલ્હી પડી; સાથે હિન્દુપત પડી. હિન્દુ પાદશાહત આથમી.

શિવરાજ મહારાજને હિન્દુ પાદશાહતની પુનઃસ્થાપનાનું સ્વપ્નું સાંપડ્યું : ' દિલ્હી જીતું : ભારતના એ સનાતન સિંહાસને હિન્દુપતની પુનઃસ્થાપના કરૂં.'

હૈયાની ચરીઝાળ સમી એ મહાભાવના શિવરાજ મહારાજ ન સાધી શક્યા. એમના પૌત્રના મન્ત્રીકુલદીપકે, એક ક્ષણભરના લીંબુઉછાળ રાજપદની પેઠે ઘડીક દિલ્હી જીતી; ઘડીક એ પાંડવજૂના કિલ્લાઓને કાંગરે ભગવો ઝુંડો ફરકાવ્યો; ઘડીક ભારતવર્ષને સનાતન સિંહાસને હિન્દુપતની પુનઃસ્થાપના કીધી; ઘડીક શિવરાજ મહારાજનું સ્વપ્નું સાચ્ચું પાડ્યું.

વિધિના આંક અવળા હશે. એ બધું સ્વપ્નવત્ ક્ષણજીવી નીવડ્યું.

ભારતનું હિન્દુત્વ એના હૈયામાંના અણુતર્પ્યાં હુતાશને આજ પૂજે છે: શિવરાજ મહારાજની મનોભાવનાને પૂજે છે.

એના રોમેરોમ ઉચ્ચરતા હિન્દુપતની પુનઃસ્થાપના; એના છિદ્રછિદ્રમાંથી નિર્ઝરતો હિન્દુપતની પુનઃસ્થાપનાનો મહામન્ત્ર.

ભારતનું હિન્દુત્વ આજ પૂજે છે છેલ્લી સાતસાત સદીઓના એ હિન્દુકુલતિલકને.

મેવાડનો રાણો પ્રતાપ, પંજાબકેસરી રાજ રણજિતસિંહ, વેદટંકારકારી બ્રહ્મચર્યબિરદયશસ્વી મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી: એ ત્રણ જેવી જ મહાભાવનાના વારસ, એવી જ મહાપ્રેરણાના પ્રેરિત.

પણ શિવરાજ મહારાજ તો હિન્દુપતની એ મહાત્રિપુટિના યે મુગટમણિ.

રાણા પ્રતાપની Negative ભાવના હતી: 'ન નમું.' રાણા પ્રતાપની પ્રતિજ્ઞા હતી 'મેવાડ મુગલોને નહીં જાય.' મહારાણા પ્રતાપને Positive-constructive મહાભાવના ન હતી કે 'દિલ્હીને તખ્તે હિન્દુપતને સ્થાપું, ભારતવર્ષમાં હિન્દુપતની પુનઃસ્થાપના કરૂં.'

પંજાબકેસરી રણજીત, શિખોનો સિંહ, ગુરૂઓનો વીર, એ તો પંજાબકેસરી જ રહ્યો, ભારતકેસરી ન થયો. એને એ ભાવ ન્હોતા જાગ્યા કે પંજાબકેસરી મટી ભારતકેસરી થાઉં.

ને સ્વામી દયાનન્દ સરસ્વતી! સ્વામીજીને તો સ્વપ્નાં પડ્યાં હતાં આર્ય સંસ્કૃતિને પુનર્જન્મે આવ-

તારવાનાં. ભારતનું સનાતનત્વ, ભારતની સર્વશ્રેષ્ઠ સંસ્કારિતા, ભારતની વેદપ્રાચીન સંસ્કૃતિ, ભારતનું કાળજાનું આર્યત્વ આંગણે આંગણે રોળવાના એ સંન્યાસીને પડયાં'તાં સ્વપ્નાં.

જગતમાં આર્યત્વ અમર છે; ને સાચ્ચાં પડશે અધ્યાત્મખંડે સ્વામીનાં એ સ્વપ્નાં, કયારેક ને પૃથ્વીભરમાં.

આજ તો સ્વામી દયાનન્દ સરસ્વતી એટલે શિવરાજ વિહોણા શ્રી રામદાસ સ્વામી. ૧૯મી સદીમાં મહર્ષિ દયાનન્દજીને શિવરાજ ન સાંપડયા. પોતે શ્રી સમર્થના સમોવડીયા ખરા: એમને ન લાધ્યા શિવરાજ મહારાજ.

ઇતિહાસની સારવણી સારવતાં યે એમ શિવરાજ મહારાજ એટલે છેલ્લી સાત સાત સદીઓના હિન્દુત્વના મન્દિરના ધર્મધ્વજ.

શિવરાજ મહારાજનો સારો યે જીવનસમારંભ હતો હિન્દુત્વનો મહાયજ્ઞ, ને એ મહાયજ્ઞની વેદીના હુતાશની કાળીકરાળી જીહ્વાઓ ઉચ્ચારતી ને રટતી ને ફડફડતી હતી એક જ મહામંત્ર: હિન્દુપતની પુનઃ સ્થાપના, હિન્દુપતની પુનઃસ્થાપના.

આજ એ યજ્ઞભસ્મને ભારતનું હિન્દુત્વ લલાટે આંકે છે, ભાગ્યદેશે ચડાવે છે.

આપ સૌની સંગાથે મારી યે શિરસા વન્દના છે, આતમ ઢાળીને અભિવન્દના છે એ ભારતવીરના હૈયાના હુતાશને, એ ધર્મધ્વજીની મહાભાવનાને, સત્તરમા સૈકાના એ હિન્દુપતના ગાંડીવધન્વાને.

# હિન્દુત્વના પુનરૂદ્ધાર અર્થે

[ મોગલ સૈન્યના સરદાર તરીકે રાજા જયસિંહ ૧૬૬૫ના માર્ચની ત્રીજી તારીખે પુના આવ્યા અને પછી તત્કાળ પુરન્દરને ઘેરો નાંખ્યો. તે વેળા શિવરાજે એ હિન્દુ રાજાને એક ઐતિહાસિક કાવ્યપત્ર લખેલો. એ પત્ર ત્રિશતક સાંવત્સરિક શિવ-જન્મોત્સવ મંડળ તરફથી, શિવસ્મારક ગ્રંથમાં પ્રસિદ્ધ થયો છે. એ પત્રનો ગુજરાતી પાઠ આ નીચે આપીએ છીએ. વાંચનાર જોઈ શકશે કે હિન્દુત્વના પુનરૂદ્ધારક શિવરાજ મહારાજનું માનસ વ્યક્ત કરતા આ ઐતિહાસિક પત્રમાં, મહારાજે હિન્દુ 'સિપાહ–સલાર' જયસિંહને કેવો દર્દભર્યો, કેવો પીગળાવી નાંખનારો, કેવો પ્રબળ અનુરોધ કર્યો છે! આ પત્રમાં શિવરાજની જીવન-ભાવના, શિવરાજનું ભારતવર્ષમાં હિન્દુ ચક્રવર્તિત્વની પુનઃસ્થાપનાનું ધ્યેય અને શિવરાજનું વીરત્વ કેવાં સ્પષ્ટ આવિર્ભાવ પામે છે! ]

**સરદારોના ઓ સરદાર, રાજાઓના ઓ રાજા, ભારત–ઉદ્યાનના ઓ માળી !**

**રામચંદ્રના ચૈતન્યના અને હૃદયના ઓ અંશરૂપ ! તારા પ્રતાપે રાજપૂતો તેમનાં મસ્તક ઉન્નત રાખી શકે છે !**

**બાબરવંશની શહેનશાહતની આ રાજ્યલક્ષ્મી તારા પ્રતાપે સવિશેષ પ્રકાશમાન દેખાય છેઃ મોગલો તારી સહાય મેળવી શક્યા છે એ એમનું સદ્ભાગ્ય છે.**

ઓ જયસિંહ, નવજવાન નસીબ અને બુઝર્ગ બુદ્ધિવાળા ઓ જયસિંહ, આ શિવનાં પ્રણામ અને આશિર્વાદ સ્વીકારજે !

આ વિશ્વનો સર્જનહાર તારૂં રક્ષણ કરો : એ પરમકૃપાળુ તને ધર્મનો અને ન્યાયનો રાહ બતાવો !

મેં સાંભળ્યું છે કે તું મારા ઉપર આક્રમણ કરવાને અને દક્ષિણ પ્રાન્તને જંજીરો પહેરાવવાને આવે છે.

મેં સાંભળ્યું છે કે હિન્દુઓનાં હૃદય અને ચક્ષુ-ઓના રક્તથી રંગીને આ જગતને તું તારૂં મ્હોં લાલ બતાવવા ઇચ્છે છે.

પણ તું કયાં જાણે છે કે આ દેશ અને ધર્મ ઉપર આપત્તિ આવી પડી છે : અને એટલે તો તારાં આ કૃત્યોથી તારા મ્હોં ઉપર કાલિમા લાગી રહી છે ?

જો તું એક ક્ષણવાર પણ શાન્તિપૂર્વક વિચાર કરે, જો તું થોડીવાર પણ સમજ, બુદ્ધિ અને વિવેક તરફ નજર માંડે,

તો તને બરાબર સમજાઈ જાય કે આ રંગ એ કોના રક્તનો રંગ છે ?આ રંગનો વાસ્તવિક રંગ આ જીવનમાં અને પરજીવનમાં કેવો દેખાશે ?

ઓ જયસિંહ, જો તું પોતે તારા પોતાને માટે દક્ષિણ સર કરવા આવ્યો હોત તો હું મારૂં મસ્તક અને મારી આંખો તારા માર્ગમાં પાથરી તારૂં સન્માન કરત :

તો તો હું તારા અશ્વની સાથે મારી બડી ફોજ લઇને તારા સાથી તરીકે ચાલત, અને આ પ્રાન્ત, એક છેડાથી બીજા છેડા સુધી તને સોંપી દેત.

પણ તું તો ઔરંગઝેબની તરફથી આવે છે! અને તારા સ્વધર્મીઓની સ્વતંત્રતા ઝુંટવી લેવા આવે છે.

હવે મને સુઝતું નથી કે મારે તારી સાથે કેવો વર્તાવ અખત્યાર કરવો? તારી સાથે મળી જાઉં? પણ એ તો નામર્દી છે!

અને જો હું તલ્વાર ચલાવું અને મારા માવળ બહાદૂરોને તારી સામે ગોઠવું તો બન્ને બાજુ હિન્દુઓ કપાય છે!

મને બહુ જ ખેદ થાય છે કે મારી તલ્વાર–જેને વિધર્મી અત્યાચારીઓના ખુન સિવાય બીજા ખુનને સ્પર્શ ન કરવાનું વૃત છે–તેને હવે બીજા નિમિત્તે મ્યાન બહાર આવવું પડશે.

જો અમારી સામે યુદ્ધ ખેલવાને કોઇ તુર્ક આવ્યો હોત તો તો ઠીક વાત હતીઃ પણ હવે તને અમારી સામે ખડો કરવામાં આવ્યો છે. તેઓ ચાહે છે કે કોઇ બળશાળી હિન્દુ આ સંસારમાં ન રહી જાય.

આ ગુપ્ત ભેદ તને કેમ નથી સમજાતો? તેં તો સંસારમાં ભલાઇ અને બુરાઇ બહુ જોઇ છે; તેં તો ઉદ્યાનનાં ગુલો અને કાંટાઓ બન્નેનો સંચય કર્યો છે.

એટલે, એ હિન્દુઓના મુગટમણિ, અમારી સાથે યુદ્ધ મચાવી હિન્દુઓનાં શિર ધુળમાં મિલાવવાની પેરવી ન કરજે !

જો કાપાકાપી કરતી તારી તલ્વારમાં પાણી હોય, જો કુદાકુદ કરતા તારા ઘોડામાં દમ હોય, તો તારા ધર્મ અને દેશ ઉપર આક્રમણ કરનારા શત્રુની જડ કાં નથી ખોદી નાંખતો ?

જો દારાશિકોર આ દેશનો રાજા થયો હોત તો તે અમારી સાથે કૃપા અને અનુગ્રહનો વર્તાવ રાખતઃ પણ તેં જસવન્તસિંહને દગો દીધો : અને આમ શિયાળની રમ્મત રમ્યા પછી સિંહોની સાથે યુદ્ધ કરવા આવ્યો છે !

તને આ બધી દોડધામથી શો લાભ મળે છે ? તારી તૃષ્ણાઓ તને મૃગજળ બતાવી રહી છે !

તું જાણે છે કે હિન્દુઓ ઉપર એ દુષ્ટ હાથોથી કેવી કેવી આપત્તિઓ ગુજારાઈ રહી છે ? હું એમ તો ન માનું ને કે તેં એની સાથે સંબંધ બાંધી લીધો છે અને હવે એને ખાતર કુલના સ્વમાનની પણ હર-રાજી બોલાવી રહ્યો છે ?

જેને ખાતર તું આ બધું કરી રહ્યો છે તે તો તેના સ્વાર્થને નિમિત્તે, તેના સગા ભાઈનું લોહી લેતાં કે પિતાના પ્રાણ ખેંચતાં યે નથી ડર ખાતો !

અને જો તું રાજભક્તિની બડી બડી વાતો કરતો

હોય તો, તેં શાહજહાં સાથે કેવો વર્તાવ કર્યો હતો તેનું તો જરા સ્મરણ કરી જો !

વિધાતાએ જો તને કંઇ બુદ્ધિ આપી હોય અગર તું પૌરૂષ તથા મર્દાનગીની બડાશ મારતો હો, તો તો તું તારી જન્મભૂમિના સંતાપની જ્વાળાઓમાં તારી તલ્વારને તપાવી લે અને અત્યાચારીઓના અત્યાચારોથી દુઃખી એવા તારા દેશબાંધવોનાં આંસુઓનું એને પાણી ચડાવી લે.

આજનો મોકો આપણે માટે આપસ આપસમાં લડવાનો નથી: આજે હિન્દુઓ ઉપર બહુ મોટું સંકટ આવી પડયું છે.

આપણો પુત્રપરિવાર, દેશ, ધન, દેવાલય અને દેવ-પૂજકો—એ સૌ ઉપર, એનાં કર્તુકોથી આપત્તિ આવી પડી છે: એમનું દુઃખ છેલ્લી સીમા સુધી પહોંચી ગયું છે: અને જો થોડા દિવસ એનું કામ આ જ રીતે ચાલશે તો પૃથ્વી ઉપર આપણી જાતિનું કોઇ ચિહ્ન પણ નહીં રહે!

એક મુઠ્ઠીભર મુસલમાનો આવડા મોટા દેશ ઉપર આવી પ્રભુતા જમાવી બેઠા છે એ, સાચેસાચ, બહુજ અફસોસની વાત છે. એમની આ પ્રભુતા એમના પુરૂષાર્થ ઉપર નિર્ભર નથી, એ તો તું જરા સમજની આંખે જો તો બરાબર દેખાય !

એ આપણા પગોને આપણી જ સાંકળોથી જકડી રહ્યા છે! હિન્દુ, હિન્દુસ્થાન અને હિન્દુધર્મની રક્ષા માટે આપણે બહુ જ અધિક પ્રયત્ન આકરવો જોઇએ છે.

જો તું જસવન્તસિંહને મળી જાય, જો તું રાણાની સાથે એકતાનો વ્યવહાર કરે, તો બહુ મોટું કામ થઇ જાય!

તમે સૌ ચારે બાજુથી, મરણીયા બની, કૂચ કરો અને ઔરંગઝેબને બરાબર દબાવી દ્યો: આ તરફ હું મારા ભાલાધારી વીરોની સાથે કુતુબશાહી અને બિજાપુરી બાદશાહીને જમીનદોસ્ત કરી નાંખીશ. મેઘની ગર્જનાએ ગર્જતી સેના લઇને, વિધર્મીઓ ઉપર તલવારનું પાણી વરસાવીશ, અને દક્ષિણ દેશમાં એક છેડેથી બીજા છેડા સુધી હિન્દુત્વના વિજયની પતાકા ફરકાવીશ.

અને પછી કાર્યદક્ષ શૂરો અને ભાલા ચલાવનારા સવારોની સાથે, માર માર કરતી અને ઉછાળા મારતી નદીઓની માફક, દક્ષિણના પહાડોમાંથી નીકળી હું મેદાને પડીશ: પછી એકદમ તમારી સેવામાં હાજર થઇશ અને તમારા પરાક્રમોની વિજયકથા સાંભળીશ.

પછી આપણે સૌ ચારે તરફથી ઉગ્ર યુદ્ધ આદરશું અને આપણી સેનાઓનાં મોજાંઓ ઠેઠ દિલ્હીની જર્જરિત દિવાલો સુધી પહોંચી તેનો ભુક્કો કરી નાંખશે.

પછી તો નહીં રહે ઔરંગ (રાજસિંહાસન) કે નહીં રહે ઝેબ (શોભા) કે નહીં રહે તેની અત્યાચારની તલવાર કે કપટની જાળ.

અને એ કામ કઠિન નથી: જો બે હૃદય એક થઈ જાય તો પહાડો તોડી શકે છે અને લશ્કરોના લશ્કરના ભુક્કા કરી નાંખી શકે છે.

આ વિષયમાં મારે તારી સાથે, ઓ જયસિંહ રાજા, બહુ વાતો કરવાની છે. જો તું ચાહે તો હું પોતે તારી પાસે આવું અને તારી વાતોનો ભેદ જાણું. આપણે વાત રૂપી સુન્દરીનું મુખ એકાન્તમાં ઉઘાડીશું: અને એના શબ્દો અન્ય કોઈ સાંભળી ન જાય એવી ખાસ ચોકી મૂકીશું.

પછી તો પ્રયત્નના હળને આપણે બન્ને હાથ લગાવીશું અને એ ઉન્મત્ત રાક્ષસને સકંજામાં લઈશું: અથવા કોઇ બીજો માર્ગ યોજી, એ માર્ગે આપણું કાર્ય સિદ્ધ કરી, બન્ને લોકમાં આપણું નામ અમર કરીશું.

હું તલવારના સોગંદ લઉં છું—ઘોડાના અને ધર્મના સોગંદ લઉં છું કે આથી તારા ઉપર કોઇ જાતની આફત નહીં આવે.

અફઝલખાનની ઘટનાથી તું શંકિત ન બનજે કારણ કે એ વાતમાં સચ્ચાઇ નથી. મારૂં શિર કાટવાને તેણે બારસો સીદી સવારો તૈયાર રાખ્યા હતા. હું જો તેનાં શસ્ત્રોથી જ તેને ન રોકું, તો આ વેળા તને કોણ પત્ર લખત ?

જો તારી તરફથી મને ઉચિત ઉત્તર મળશે તો રાતના એકલો તારી સામે હાજર થઇશ: અને સાહિસ્તખાનની જેબમાંથી કાઢી લીધેલો પત્ર તને વંચાવીશ.

અને જો આ તને અનુકૂલ ન હોય તો હું અને મારી ભવાની તારી સેના માટે તૈયાર છીએ.

**કાલ સાંજે જ્યારે સૂર્ય સંધ્યાના વાદળ પાછળ તેનું મ્હોં છુપાવી દેશે ત્યારે મારો અર્ધચન્દ્ર (તલ્વાર) મ્યાનને ફેંકી દેશે અને યુદ્ધના મેદાનમાં અને આકાશમાં વિજળીની ચમકથી ચમકી રહેશે. પ્રભુ તારૂં ભલું કરો!**



શિવાજીનો આત્મસંયમ પણ તેની આકર્ષણ–શક્તિ અને તેના વીરત્વ જેટલો જ જ્વલંત હતો. શિવાજીની આ ખાસીયત, તેના કાળની સ્વચ્છંદપ્રિયતા અને પાશવતાના મુકાબલે, અજબ વિરલ જ ભાસે છે. યુદ્ધના જ્વરમાં કે દ્રવ્યની ખુરી જરૂરતના સમયમાં, જ્યારે તેનાં સૈન્યો મોગલોના મુલક ઉપર છાપો મારતાં, ત્યારે યે ગાયો, સ્રીઓ અને કૃષિકારોને ન સતાવવાનું તેનું શાસન હતું. ખાસ કરીને નારીઓ પ્રત્યે તો સંપૂર્ણ સૌજન્ય દાખવવામાં આવતું. કોઇ વખત યુદ્ધ વેળા શત્રુદળની સ્રીઓ પકડાઇ જતી, ત્યારે યે શિવાજી તેમને પૂર્ણ માનમરતબા સાથે તેમના પતિઓની પાસે પહોંચાડી દેતા. — **ન્યાયમૂર્તિ રાનડે**